# હજ્જ-ઉમરહના
# જરૂરી મસાઈલ

## ફઝાઈલ અને ઈતિહાસ




✻ સંપાદક ✻

**મૂફ્તી ઈકબાલ મુહમ્મદ ટંકારવી**

મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા, ભરૂચ

# અનુક્રમણિકા

| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|

ખુદાકા હરીમે જલાલ આ રહા હે,
નિગાહોંમે નૂરે જમાલ આ રહા હે.
તસદ્દુક હેં જિસ પર દો આલમકે જલવે,
વહી આલમે બેમિસાલ આ રહા હે.
જુબાં પર હે લબ્બયક કા નગમહ જારી,
બહુત ગીર્યએ ઈન્ફિઆલ આ રહા હે.



★ બિસ્મિલ્લાહ-હિર્રહમા-નિર્રહીમ ★

# પ્રસ્તાવના

એક મુસલમાન માટે હજના સફરથી વધારે બરકતવંતી અને મુબારક કોઈ સફર નથી થઈ શકતો. આ ઈશ્ક અને મુહબ્બતનો સફર છે, જેમાં ડગલેને પગલે હાજી એવી જગ્યાઓથી પસાર થાય છે, જેનાથી અલ્લાહપાક અને તેના પ્યારા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની યાદ તાજી થાય છે અને પ્રેમની આગ દિલમાં સળગી દિલને રોશન કરે છે. હદીષ શરીફમાં હજની ઘણી ફઝીલતો દર્શાવવામાં આવી છે. એક હદીષ શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે માણસ અલ્લાહ પાકને માટે હજ અદા કરે અને તેમાં બેકાર, વ્યર્થ વાતો, કામો અને ગુનાહથી બચેલો રહે, તો તે ગુનાહોથી એવો પાક-સાફ થઈ ઘરે પાછો ફરે છે જેમકે તે પોતાની માંના પેટથી પેદા થયો હોય. *[બુખારી, મુસ્લિમ શરીફ]*

બીજી હદીષમાં છે કે, હજ અને ઉમરહ કરનાર અલ્લાહ પાકના મહેમાન છે. જો તે દુઆ કરે તો અલ્લાહ પાક કબૂલ ફરમાવે છે. *[ઈબ્ને માજહ]*

પરંતુ આ મહાન ફઝીલતો અને બરકતો પ્રાપ્ત કરવા માટે શર્ત છે કે, માણસ હજના ફર્ઝો, વાજિબો અને સુન્નતો પુરી સાવચેતી સાથે અદા કરે અને જે કામો હજને ખરાબ કરનાર છે તેનાથી ખૂબ બચેલો રહે.

હજમાં જનારા ભાઈઓ અને બહેનો આ બાબતમાં ઘણી જ ગફલત અને બેપરવાહી વર્તે છે. ઘણા ભાઈઓ-બહેનોને

હજના ફર્ઝો, વાજીબો અને તલ્બિયહ સુદ્ધાંનું જ્ઞાન હોતુ નથી અને કયા કામો હરમ શરીફ તથા એહરામની હાલતમાં કરવાથી ગુનોહ અને દમ (બકરી)ની સજા લાગુ પડે છે, હજમાં ઉણપ આવે છે તેનું પણ ભાન હોતુ નથી.

ઘણા અફસોસની વાત છે કે હજની ભૌતિક (જાહેરી) તૈયારીઓ તો મહિનાઓ પહેલાંથી શરૂ થઈ જાય છે, પરંતુ આ સફરની રૂહાની (આત્મિક) તૈયારી બિલ્કુલ થતી નથી.

હજ્જ પોતાના દરેક અમલો (કાર્યો) અને ઈબાદતો સાથે આજ્ઞાપાલન, વિના સંકોચે માની લેવુ અને દરેક હુકમ તેમજ આજ્ઞા પર મસ્તક ઝુકાવી દેવાનું નામ છે. હાજી કદી મક્કહમાં, તો કયારેક મિનામ, કયારેક અરફાતમાં, તો કયારેક મુઝ્દલિફામાં હોય છે. કયારેક રોકાણ કરે છે, તો કયારેક સફર કરે છે, કયારેક તંબુ લગાવે છે તો કયારેક છોડી નાખે છે. તે આજ્ઞાનો ગુલામ અને ઈશારાઓનો પાબંદ હોય છે. તેનો ન તો કોઈ પોતાનો ઈરાદો હોય છે, ન તો કોઈ ફેંસલો, તેને કોઈ પસંદગીની પણ સ્વતંત્રતા નથી હોતી.

તે હજુ મિનામાં શાંતિનો શ્વાસ પણ નથી લેતો કે, તેને અરફાતમાં જવાનો ઓર્ડર મળે છે. પરંતુ મુઝ્દલિફહમાં રોકાવાની પરવાનગી નથી મળતી. અરફાત પહોંચીને તે દિવસભર દુઆ–ઈબાદતમાં વ્યસ્ત રહે છે. સૂર્યાસ્ત પછી તેને ઈચ્છા હોય છે કે, થોડોક આરામ કરી, રાત અહિંયા જ વિતાવે. પરંતુ ત્યાર પછી તેને મુઝ્દલિફહ જવાનો હુકમ મળે છે. તે પોતાના આખા જીવનમાં નમાઝનો પાબંદ રહયો છે, પરંતુ અરફાતમાં તેને મગરિબની નમાઝ પઢવાથી રોકવામાં આવે છે. કેમ કે તે અલ્લાહ પાકનો જ ગુલામ છે. નમાઝ અથવા પોતાની

ઈબાદતનો ગુલામ નથી. તે મગરિબની નમાઝ મુઝ્દલિફહમાં જઈ ઈશાંની નમાઝ સાથે પઢે છે. મુઝ્દલિફહમાં તેનું દિલ સંપૂર્ણ લાગી જાય છે. તે વિચારે છે કે અહીંયા જ આરામથી રહું, પરંતુ તેને તેની પરવાનગી નથી મળતી. અને તેને મિના જવાનો ઓર્ડર મળે છે. હજ્જમાં ઈબ્રાહીમ અલયહિસ્સલામ અને બધા જ માનનીય નબીઓ તેમજ બધા જ આશિકો, પ્રેમીઓ અને તાલિબોના જીવનનો આ જ નમૂનો રહ્યો છે. કદીક સફર તો કદીક નિવાસ, કદીક મિલન તો કદીક જુદાઈ, ન તો ઈચ્છાની ગુલામી, ન તો પોતાની અભિરૂચીના કૈદી, ન તો પોતાની ઈચ્છાનો પાબંદ હોય છે, ન તો કામવાસના સમક્ષ હથિયાર હેઠા મુકે છે.

હજ્જ એ જાતિવાદ, ભાષાવાદ અને જૂથવાદ વિરૂદ્ધ બંધુત્વ ભાવના તથા સમાનતાની જીત અને ઈસ્લામી એકતાનું મહત્વનું પ્રતિક અને સૂચક છે. હજમાં પહોંચીને વિભિન્ન સમાજો અને વિવિધ કૌમો પોતાના કૌમી અને પ્રાદેશિક વસ્ત્રોથી સ્વતંત્ર થઈ, [જે વસ્ત્રો તેઓની ઓળખચિન્હ બની ગયા હતા અને જેનાથી ઘણીખરી કૌમો પક્ષપાત (અસબિય્યત)ની હદ સુધી પહોંચી ગઈ છે,] ઈસ્લામનો એક કૌમી પહેરવેશ ધારણ કરી લે છે. જેને હજ્જ–ઉમરહની પરીભાષામાં 'એહરામ' કહેવાય છે. બધા જ નમ્રતા, વિનમ્રતા, લાચારી, કાકલૂદી અને રડી રડીને એક જ ભાષામાં એક ગીત અને એક સૂત્ર ઉચ્ચારે છે : ''**લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક** અર્થાત્ એ મારા અલ્લાહપાક ! હું હાજર છું, સઘળી પ્રશંસાઓ અને નેઅમતો ફકત તને જ શોભે છે, અને હુકૂમત અને સઘળી સત્તાઓ પણ. તારો કોઈ ભાગીદાર નથી. હજ્જની આ સમગ્ર પ્રક્રિયા અદા કરવામાં રાજા અને

રંક, માલિક અને નોકર તથા માલદાર અને ગરીબ, નાના અને મોટાનો કોઈ ભેદભાવ નથી હોતો. તેઓના વસ્ત્રો અને સૂત્રોમાં ઈસ્લામી એકતા છલકાય આવે છે. આ જ હાલત હજ્જના બીજા અમલો, ઈબાદતો, પ્રતિકો અને સ્થળોની છે. જ્યાં દરેક કૌમો અને દેશના લોકો ખભાથી ખભો મેળવી એક સાથે દેખાય છે. અને નજીક–દૂર તથા આરબ–બિનઆરબ, આપણા અને પરાયાના ફર્કો અને ભેદો એકદમ ભૂલાઈ જાય છે. સફા–મરવહની બન્નેવ પહાડીઓ વચ્ચે બધા એકી સાથે દોડતા હોય છે. મિનાનો સફર સાથે કરે છે. અરફાતમાં એક સાથે જાય છે અને જબલે રહમત ઉપર એક સાથે હાજરી આપી દુઆ કરે છે અને બધા એક જ સ્થળે રાતવાસો કરે છે.

મિનામાં પણ એક સાથે રોકાણ, કુર્બાની, માથુ મુંડાવવુ, રમી (શયતાનને પથ્થર મારવા) બધા જ કામો એક સાથે કરવામાં આવે છે.

જ્યાં સુધી હજ્જ બાકી છે (અને ઈન્શાઅલ્લાહ, કિયામત સુધી બાકી રહેશે.) આ કૌમવાદ અને બિન ઈસ્લામી અસમાનતા, વર્ણભેદ, જાતિવાદ તેને પોતાના કાબૂમાં લેવામાં કામિયાબ નથી થઈ શકતી.

આ કિતાબમાં મસાઈલ તરફ વધુ ધ્યાન આપવામાં આવ્યું છે કે, જેથી આપણી હજ, ફર્ઝો, વાજિબો અને સુન્નતની અદાયગી તથા હરામ કામોથી બચવાની સાથે આપણાં પ્યારા આકા જનાબે નબીએ અકરમ (સલ.)ની હજની નકલ બને.

**તેરે મહબૂબકી યા રબ શબાહત લેકર આયા હું**
**હકીકત ઈસ્કો તુ કરદે મેં સૂરત લેકર આયા હું**

ઔરતોના અમુક મસાઈલ છે. જેની હજ દરમ્યાન જાણકારી જરૂરી છે. કિતાબમાં ઔરતોના માસિકને લઈ ઉપસ્થિત થતા મસાઈલ પ્રત્યે પણ ખાસ ધ્યાન આપવામાં આવ્યું છે. હજ્જે બદલ વિશે પણ લોકોમાં ઘણી અજ્ઞાનતા હોવાને લઈ એની પણ વિગતવાર ચર્ચા કરવામાં આવી છે. સાથે એ કોશિષ કરી છે કે નવા ગુંચવડભર્યા મસાઈલને મોઅતબર કિતાબો અને મુફતીયાને કિરામના કથનુસાર રજૂ કરવામાં આવે. હાજી સાહેબો મસાઈલ ધ્યાનથી વાંચે નહિ તો....

**યે હસરત રહ ગઈ, પહેલેસે હજ કરના ન સીખા થા**
**કફન બરદોશ । પહોંચે મગર મરના ન સીખા થા**



## ❁ તવહીદ અને મુહબ્બતનો સફર ❁

[૧] હજ્જયાત્રીઓને અલ્લાહ તઆલાએ પોતાના મહેમાન (અતિથિ) ઠેરવ્યા છે. ઈબ્ને માજહ્‌ની રિવાયત છે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે, "હજ્જ તથા ઉમરહ કરવાવાળાઓ અલ્લાહ તઆલાના મહેમાન (અતિથિ) છે. જો તેઓ દુઆ માંગે છે, તો અલ્લાહ તઆલા કુબૂલ ફરમાવે છે. અને જો તેઓ માફી ચાહે છે તો અલ્લાહ તઆલા માફી પણ આપી દે છે."

*[મિશ્કાત, કિતાબુલ મનાસિક]*

[૨] હજ્જના તમામ અમલોનો મકસદ અને સાર અલ્લાહ પાકની યાદ છે. હજ્જના બધા જ અમલો કરતી વખતે આ મૂળ મુદ્દાને જો ધ્યાનમાં રાખવામાં આવે તો ઈન્શાઅલ્લાહ આ બાહ્ય અમલો, અંતરમનમાં પણ થોડોક તરવરાટ પેદા કરશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે, કઅ્બહ શરીફનો તવાફ, સફા તથા મરવહ વચ્ચે સઈ, અને શયતાનને કાંકરી મારવી માત્ર અલ્લાહ પાકની યાદ માટે છે. *[અબૂ દાવૂદ, તિર્મિઝી]*

માની લ્યો કે એક શખ્સ હજ્જના ઉપરોકત અમલોને પૂર્ણપણે અદા કરે છે, પરંતુ તેનુ હૃદય અલ્લાહ પાકની યાદથી તદ્દન ખાલી છે, તો તે પેલા શખ્સની તોલે ન આવી શકે જેનું દરેક કાર્ય ખુદા પાકની યાદ સાથે રહે છે. ખુદા તઆલાની યાદ સાથે કરવામાં આવતા કાર્યની બરકત તથા સુફળ કંઈક ઓર જ હોય છે.

[૩] તેનાથી જ મળતી આવતી એક વાત એ પણ યાદ રાખવા જેવી છે કે, હજ્જના અમલોમાં ડગલે પગલે તવહીદ

(એકપૂજ્યવાદ)ની ઘોષણા (એલાન) છે. જ્યારે હાજી એહરામ બાંધે છે તો **'તલબિયહ'** પઢે છે. તલબિયહ્‌માં અલ્લાહ તઆલાના એકત્વનુ ખુલ્લુ એ'લાન તથા શિર્ક (અનેકપૂજ્યવાદ)નો રદિયો છે. જુઓ,

لَبَّیْکَ اَللّٰھُمَّ لَبَّیْکَ لَبَّیْکَ لَاشَرِیْکَ لَکَ لَبَّیْکَ اِنَّ اَلْحَمْدَوَالنِّعْمَۃَلَکَ وَالْمُلْکَ لَاشَرِیْکَ لَکَ.

**લબ્બયક અલ્લાહુમ્મ લબ્બયક, લબ્બયક લાશરીક લક લબ્બયક. ઈન્નલહમ્દ વનનિઅમત લક વલમુલ્ક. લાશરીકલક.**

**તર્જમો** : હું હાજર છું, હે અલ્લાહ પાક ! હું હાજર છું. હું હાજર છું, તારો કોઈ ભાગીદાર નથી, હું હાજર છું. તમામ પ્રસંશાઓ તથા નેઅમતો તારા જ માટે છે. અને સત્તા તો તારી જ છે. તારો કોઈ જ ભાગીદાર નથી.

જ્યારે કઅ્બહ શરીફ પર નજર પડે છે ત્યારે હાજી કહે છે,

اَللّٰهُ اَکْبَرُ لَااِلٰهَ إِلَّا اللّٰهُ وَ اللّٰهُ اَکْبَر

**''અલ્લાહુ અકબર, લાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર** અર્થાત્ : અલ્લાહ પાક સૌથી મોટો છે. અલ્લાહ પાક સિવાય કોઈ પૂંજાને લાયક નથી. અને અલ્લાહ પાક સૌથી મોટો છે. અલ્લાહ પાક સિવાય કોઈ પૂંજાને લાયક નથી. અને અલ્લાહ પાક સૌથી મોટો છે.

તવાફ શરૂ કરો તો નિય્યત વખતે પઢો :

بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَکْبَرُ لَااِلٰهَ إِلَّا اللّٰهُ وَ اللّٰهُ اَکْبَر وَلِلّٰهِ الْحَمْدُ.

**''બિસ્મિલ્લાહિ, અલ્લાહુ અકબર, લાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર વલિલ્લાહિલ હમ્દ** અલ્લાહ પાકના નામથી

શરૂ કરું છું, અલ્લાહ પાક સૌથી મહાન છે. તેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તથા અલ્લાહ પાક સૌથી મહાન છે. સર્વ સ્તુતિ (વખાણ) અલ્લાહ પાક માટે જ છે.

મકામે ઈબ્રાહીમમાં નમાઝ પઢો તો એ બેહતર છે, અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુન્નત પણ એ જ છે કે, સૂરએ ફાતિહા સાથે પહેલી રકઅતમાં સૂરએ કાફિરૂન અને બીજીમાં સૂરએ ઈખ્લાસ પઢો. આ બન્નેવ સૂરતો મૂળભૂત રીતે તવહીદ (એકેશ્વરવાદ)નું એલાન કરે છે. અને તેમાં શિર્ક (અનેકપૂજ્યવાદ)નો સાફ તથા સ્પષ્ટ શબ્દોમાં ઈન્કાર છે.

સફા–મરવહની સઈ માટે જાઓ તો બન્ને પહાડીઓ પર જઈને સૌથી પહેલા પઢો :

لَا اِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ
وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ.

**''લાઈલાહ ઈલ્લલ્લાહુ વહ્‌દહુ લાશરીકલહુ લહુલમુલ્કુ વલહુલહમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર.**

અર્થાત્ : અલ્લાહ પાક સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તે અદ્વિતિય (એકલો) છે. તેનો કોઈ ભાગીદાર નથી. સત્તા ફકત તેની જ છે. વખાણ તેના જ માટે છે. અને તે દરેક બાબતે સર્વ શકિતમાન છે.

અરફાતમાં જાઓ તો ત્યાં પઢવા માટે પણ સર્વશ્રેષ્ઠ દુઆ આ બતાવવામાં આવી છે :

لَا اِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ
وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ.

**લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહુ લાશરીક લકુ લહુલમુલ્કુ વલહુલહમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર.** (જેનો તર્જમો ઉપર સફા–મરવહની દુઆમાં આપ્યો છે.)

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે, મારી તથા મારાથી પહેલા પયગમ્બરોની પણ પરંપરા છે કે તેઓ અરફાતમાં ઉપરોકત દુઆ પઢતા હતા.

કેટલીક રિવાયતોમાં છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે નીચે લખેલ આયત પણ અરફાતના મેદાનમાં પઢી :

شَهِدَاللّٰهُ اَنَّهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ قَآئِمًا بِالْقِسْطِ لَآ اِلٰهَ اِلَّا هُوَالْعَزِيْزُ الْحَكِيْمُ.

**શહીદલ્લાહુ અન્નહુ લાઈલાહ ઈલ્લાહુવ વલમલાઈકતુ વઉલુલઈલમિ કાઈમમ બિલકિસતિ લાઈલાહ ઈલ્લા હુવલ અઝીઝુલ હકીમ.**

અર્થાત્ : સ્વયં અલ્લાહ પાકે ગવાહી આપી છે કે, તેના સિવાય કોઈ ઈબાદત (પૂંજા)ને લાયક નથી. તેમજ ફરિશ્તા–ઓએ અને ન્યાયનિષ્ઠ આલિમોએ પણ ગવાહી આપી છે કે તેના સિવાય કોઈ ઈબાદતને પાત્ર નથી. જે માનવંત તથા બુધ્ધિવંત છે.

શયતાનને કાંકરી મારતી વખતે કહો :

بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَرُ، رَغْمًا لِلشَّيْطَانِ وَرِضًى لِلرَّحْمٰنِ

**'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર રગમલલિશશયતાનિ વરિદલલિર્રહમાન્ન** હું અલ્લાહ તઆલાનું નામ લઈ કાંકરી

મારુ છું. શયતાનને અપમાનિત કરવા માટે, અને રહમાનને રાજી કરવા માટે.

આ બધી વાતો પર ઝિણવટપૂર્વક વિચાર કરો અને એ સમજવાની કોશિષ કરો કે દરેક મોકા પર કેવી રીતે તવહીદનો એકરાર તથા એ'લાન છે. હાજીએ આ તવહીદમાં પોતાને ડુબાડી દેવાની જરૂર છે. તવહીદના માત્ર શબ્દોનું રટણ નહી, બલ્કે વસ્તુ સ્થિતિ અને હકીકત બની જાય. તવહીદનો અર્થ માત્ર ખુદાપાકને એક કહેવાનો નથી. અલ્લાહ પાક જ (મઅબૂદ, મહબૂબ અને મતલૂબ) તથા અનંત છે, તે હાજી માટે સુસ્પષ્ટ થઈ જવુ જોઈએ.

[૪] ખુશનસીબ હાજી જ્યારે પણ તલબિયહ પઢે તે એ વાતને યાદ રાખે કે તેના સુરમાં આખી સૃષ્ટિની પ્રત્યેક વસ્તુઓ સુર પૂરાવી રહી છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે, જ્યારે કોઈ મુસલમાન લબ્બૈક કહે છે તો તેની ડાબી જમણી બાજુ, જમીન ખત્મ થાય ત્યાં સુધી જેટલી પણ વસ્તુઓ છે, બધી જ લબ્બૈક કહે છે. *[તિર્મિઝી, ઈબ્ને માજહ્]* અલ્લાહ પાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આ કથનને નજર સમક્ષ રાખનારને વિશેષ રૂહાની લિજ્જત (સ્વાદ) મળે છે.

[૫] જે તવાફ પછી સઈ કરવામાં આવે તેમાં '**રમલ** કરવામાં આવે છે. મતલબ પહેલા ત્રણ ફેરામાં ખભા હલાવીને, અકડીને જરા ઝડપી ચાલથી ચાલવામાં આવે છે. તેનું કારણ એ હતુ કે હિજરત (૬૨૩ ઈ.સ.) પછી મક્કા શરીફના જાની દુશ્મનોએ મુસ્લિમોને ટોણો માર્યો હતો કે મદીના શરીફના તાવ (બુખાર)ના કારણે તેઓ કમઝોર

થઈ ગયા છે. એટલે આદેશ મળ્યો કે, એવી રીતે અકડીને ચાલો, જેથી દુશ્મનો સામે મુસ્લિમોની શકિતનું પ્રદર્શન થાય. ત્યાં હવે ઈસ્લામના દુશ્મનો તો નથી એ ખુલ્લી હકીકત છતાં 'રમલ'ની પરંપરા ઈસ્લામે બાકી રાખી છે. આ પરંપરાની અદાયગી વખતે હાજી કયો ભાવ રાખે તેનો મશ્વેરો આપતા શેખ અબ્દુલહક મુહદિસ દહેલ્વી રહ. લખે છે કે, ''જો આ શકિત પ્રદર્શન અંદરના દુશ્મન અર્થાત્ શયતાન, નફ્સ તથા તેના ચેલાઓ સામે સમજ–વામાં આવે તો આ કાર્ય (રમલ) પ્રત્યે વિશેષ રસ ઉત્પન્ન થશે. અને અદા કરતી વખતે તેમાં મન પરોવાશે.''

[૬] હરમ શરીફની ઝિયારત કરનાર જ્યારે મદીના મુનવ્વરહ જાય અને મસ્જિદે નબવી (સલ.) તથા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના રોઝહ મુબારક નજીક પહોંચે, તો નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના તે હક્કો યાદ કરે, જે ઉમ્મતે અદા કરવા જરૂરી છે. આ સંદર્ભે હઝરત મૌલાના હુસૈન અહમદ મદની રહ.ના એક પત્રની કેટલીક લીટીઓ નોંધવી રહેશે :

કબ્ર મુબારકની હાજરી વખતે એવુ વિચારે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ત્યાં મૌજૂદ છે. આપણે જે કાંઈ પઢીએ છીએ, તેને આપ સાંભળી રહ્યા છે. આપને બધી વાતની ખબર છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અત્યંત જમાલ તથા જલાલ સ્વરૂપે પણ ત્યાં બિરાજમાન છે. એમ વિચારે કે શહેનશાહે આલમના દરબારમાં હાજરી આપવા જઈ રહ્યો છે. ત્યાં ફોગટની વાતો અને ફુઝૂલ મજલિસો જમાવવાથી બચે. જે સમય મળે તેમાં વધારેમાં વધારે દુરૂદ શરીફ પઢે. ઝિક્ર કરે, કુર્આન શરીફ પઢે, નફિલો પઢે.

મદીના મુનવ્વરહ અને મક્કા મુઅઝ્ઝમામાં પણ સફા, મરવહ, મિના, અરફાત અને મુઝદલિફહ, બધી જ જગ્યાએ અલ્લાહ પાકનું નૂર પથરાયેલુ હોય છે. જો કે દરેક જગ્યાની હેસીયત અને દરજા પ્રમાણે નૂરના પ્રકારો વિભિન્ન છે. હાજી આ પૈકી જે સ્થળે જાય તો તે મુજબ જ મનોસ્થિતિ અને કૈફીયત તેના ઉપર છવાયેલી હોવી જોઈએ. આમ કરવાથી દરેક પવિત્ર સ્થળની યોગ્ય માન–મર્યાદા જાળવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થશે. ઈન્શાઅલ્લાહ.

## ❀ અગત્યના જરૂરી સુચનો ❀

[૧] ફકત અલ્લાહ પાકને રાજી કરવાની નિય્યત રાખે. દુન્યવી ઈઝઝત, શોહરત, દેખાવ વગેરેની નિય્યત ન હોય.

[૨] નાના–મોટા ગુનાહોથી તૌબા કરે. તૌબામાં ત્રણ કામ કરવાના છે : (૧) ભૂતકાળના કરેલા ગુનાહો પર પસ્તાવો અને જેની કઝા તથા બદલો ચૂકવી શકાતો હોય તે ચૂકવવો. (૨) વર્તમાનકાળમાં આ ગુનાહો છોડી દઈ ભવિષ્યમાં ન કરવાનો પાકો ઈરાદો કરે. (૩) બાલિગ થયા પછીથી જે નમાઝો કઝા થઈ હોય તે નમાઝોનો અંદાઝો લગાવીને કઝા કરે અને માલની ઝકાત ન આપી હોય તો હિસાબ કરી ઝકાત આપી દે. કોઈનું કર્ઝ અથવા માલી હક ઝિમ્મે હોય તો અદા કરે અને ઝબાન અથવા હાથથી કોઈને તકલીફ આપી હોય, ગીબત કરી હોય તો માફી માંગે.

[૩] જેનો માલી હક ઝિમ્મે બાકી હોય અને તે મરણ પામ્યો હોય તો તેના શરઈ વારીસોને અદા કરે અથવા તેમનાથી માફ કરાવી લે.

[૪] હજનો જરૂરી ખર્ચ પોતાની સાથે લઈ લે. લોકોના માલ તરફ બિલ્કુલ ધ્યાન ન રાખે અને સવાલ કરવાથી પોતાને બચાવે.

[૫] એક મુસલ્લો સાથે રાખે, જેથી નમાઝ પઢવામાં સહુલત રહે.

[૬] પોતાના મુઅલ્લીમનું પુરૂં સરનામું, ફોન નંબર સાથે નોંધી લે. જેથી જરૂરત સમયે કે ઠેકાણે પહોંચવામાં સહુલત રહે.

[૭] રૂમમાં સાથીઓ સૂતા હોય તો વગર જરૂરતે લાઈટ સળગાવી એમની ઉંઘમાં ખલલ ન પહોંચાડે.

[૮] ખાંસી, કબજીયાત, તાવ, શરદી, માથા વગેરેની દવા પોતાની સાથે જરૂરથી લઈ લે.

[૯] એહરામની ચાદરો, હાથના સામાનમાં રાખે. જો ભૂલથી એરમાં સામાન સાથે જતી રહે તો પોતાના સિવેલાં કપડાંમાં એહરામની નિય્યત કરી લે. જો બાર કલાકથી ઓછા સમય કપડાં પહેંર્યા તો ફકત સદકો (પોણા બે કિલો ઘઉં અથવા તેની કિંમત) આપવી પડશે અને બાર કલાક કે તેથી વધુ સમય પહેંર્યા તો દમ (બકરી) લાગુ પડશે.

ઠંડીથી બચવાનો સામાન, ગરમ ચાદરો વગેરે હાથના સામાનમાં રાખે. જેથી જિદ્દહ એરપોર્ટ ઉપર ઠંડીમાં કામ લાગે, પરંતુ એહરામને લઈ મર્દો માથુ તથા ચહેરો અને ઔરતો (ચહેરો) ન ઢાંકે.

સૂર્ય ઉગ્યા બાદ અને ઝોહરના અડધા કલાક બાદ કા’બા શરીફમાં તથા મસ્જિદે નબવી (સ.અ.વ.)માં ભીડ ઓછી હોય

છે એ જ પ્રમાણે ઈશાંના ચાર–પાંચ કલાક બાદ મક્કા શરીફમાં અને અડધા કલાક બાદ મદીના શરીફમાં ભીડ ઓછી હોય છે તે સમયે તવાફ અને સલાતો સલામમાં રાહત રહે છે.

મક્કા શરીફમાં પહેલો કલિમો અને મદીના શરીફમાં દુરૂદ શરીફનો વિર્દ રાખે.

બજારોની ખરીદી, દોસ્તોની મુલાકાતો અને બેઠકો, જમાઅતની હાજરી અને તકબીરે ઉલાથી મહરૂમ ન રાખે.

તવાફમાં ઔરતોથી દૂર રહે તથા પોતાની ઔરતોને પારકા પુરૂષોથી દૂર રાખે.

મિના, અરફાતમાં નાશ્તા માટે હલકો ખોરાક બિસ્કીટ વગેરે સાથે રાખે. જેથી ઈબાદત, દુઆ વિગેરેમાં દિલ લાગે. પાણીનો થર્મોસ, લોટો વગેરે પણ સાથે રાખે.

[૧૦] પ્રવાસ દરમ્યાન રૂપિયા–રિયાલની હિફાઝતનું ખાસ ધ્યાન રાખે. અને પોતાની રકમ એક જગ્યાએ ન રાખે, બલ્કે જુદા જુદા સામાનોમાં જુદી જુદી જગ્યાએ મૂકે.

[૧૧] હજ્જના પ્રવાસ પહેલા હજ્જના મસાઈલને સારી રીતે જાણવુ જરૂરી છે, એટલા માટે અનુભવી આલિમોથી સંપર્ક કરીને અને પોતાના સહપ્રવાસીઓ સાથે મસાઈલની ચર્ચા કરીને ખાસ જાણકારી પ્રાપ્ત કરવી જોઈએ.

[૧૨] પ્રવાસમાં ઝૌક અને શોખની સાથે આ ખુશનસીબી પર અંતઃકરણથી શુક્ર અદા કરવો પણ જરૂરી છે, કારણકે આ ખુશનસીબી દરેકને મળતી નથી.

[૧૩] વિશેષ રીતે આ પ્રવાસમાં આંખ, કાન, ઝબાન અને બધા જ અવયવોને ગુનાહોથી બચાવવાનો સંપૂર્ણપણે પ્રબંધ કરવો જોઈએ. અને સંપૂર્ણ એકાગ્રતા અને ખુશૂઅ ખુઝૂઅ સાથે રિયાકારીથી બચતાં પ્રવાસનો આરંભ કરવો જોઈએ. અને પ્રવાસ દરમ્યાન બેકાર બાબતોમાં ભાગ ન લઈ ઝિક્ર વગેરેમાં વધારે સમય ગુજારવો જોઈએ.

## જિદ્દા વિમાન મથકે :

[૧૪] ભારતથી જિદ્દાનુ અંતર સામાન્યતઃ વિમાન પ્રવાસ વડે પાંચથી સાડા પાંચ કલાકનું હોય છે. સઉદી અરબનો સ્થાનિક સમય ભારત કરતાં અઢી કલાક પાછળ છે. એટલા માટે વિમાન મથકે ઉતરતાની સાથે પોતાનું ઘડીયાળ ત્યાંના સમય પ્રમાણે મેળવી લેવુ જોઈએ, જેથી નમાઝો નિશ્ચિત સમય પ્રમાણે અદા થઈ શકે.

[૧૫] વિમાનમાંથી ઉતર્યા બાદ હાજીઓને એક મોટા હોલમાં પહોંચાડી દેવામાં આવે છે. તે હોલમાં ઈસ્તિન્જા, વુઝૂ વગેરેની સર્વોત્તમ વ્યવસ્થા છે. એટલા માટે જો કોઈ નમાઝનો સમય હોય તો ત્યાં સરળતાથી અદા કરી શકાય છે.

[૧૬] હોલમાં સર્વપ્રથમ આપને એક દિશા નિર્દેશક ફોર્મ ભરવા માટે આપવામાં આવશે. તેને તમે પોતે ભરશો અથવા પોતાના સહપ્રવાસીની સહાયથી ભરી શકો છો.

[૧૭] ત્યારબાદ પાસપોર્ટની તપાસની કાર્યવાહી શરૂ થશે. આ કાર્યવાહીમાં ઘણી વાર લાગે છે, એટલા માટે સબ્ર અને શાંતિનો દેખાવ કરવો જોઈએ, દિલમાં ગભરામણ પેદા ન થવી જોઈએ.

[૧૮] પાસપોર્ટની કાર્યવાહી બાદ આગલો પડાવ કસ્ટમનો છે. કસ્ટમ પહેલાં આપના સામાનની સારી રીતે ઓળખ કરી લેવી જોઈએ.

[૧૯] કસ્ટમ પછી પોતાનો સામાન સારી રીતે બાંધીને લીલા રંગનો ડ્રેસ પહેરેલા કુલીઓને સુપ્રત કરી આપો. આ કુલીઓ તમારો સામાન વિના મૂલ્યે ભારતીય હજ્જ કમિટીની ઓફિસ સુધી પહોંચાડી દેશે.

[૨૦] કસ્ટમ હોલથી બહાર નીકળતાની સાથે સામે **'મકત-બુલ વુકલાઉલ મુવહહદ**ના કાઉન્ટર લાગેલા છે, તેમને તમે સર્વિસ અને ટ્રાન્સપોર્ટ ચેક આપી દો અને ટ્રાન્સપોર્ટ ટિકિટ પ્રાપ્ત કરી લો.

[૨૧] ત્યાંથી નીકળીને ત્રિરંગા ઝંડાને જોઈને ભારતીય હજ્જ ઓફિસ નજીક જઈ પોતાના સામાનની શોધ કરવાથી મળી જશે. સામાન એક જગ્યાએ કાઢી ભેગો કર્યા પછી પોતે તેની દેખરેખ રાખો.

[૨૨] જિદ્દાના અતિ વિશાળ વિમાનઘરે અનેક જગ્યાએ આરામ-દાયક વુઝૂખાના અને ઈસ્તિન્જાખાના (સંડાશ) છે. અહીંયા તમે પોતાની જરૂરતથી ફારિગ થઈ શકો છો.

[૨૩] અહીંયા અનેક બેંકોની શાખાઓ કામ કરે છે, ત્યાં તમે ચેક અથવા ડોલર વગેરેને બીજી કરન્સીમાં બદલી શકો છો.

[૨૪] જરૂરીયાતથી ફારિગ થઈ હજ્જ ઓફિસના કાર્યકરો અને જવાબદાર વ્યકિતઓ સાથે મુલાકાત કરો અને પોતાના પાસપોર્ટ પર મુઅલ્લિમ અને રહેઠાણની

જગ્યાની વિગતો આધારિત સ્ટીકર લગાવી દો. અને એ માહિતી પણ મેળવી લો કે તમારી રવાનગી કેટલા સમયમાં થશે.

## જિદ્દાથી રવાનગી :

[૨૫] જિદ્દાથી મક્કા મુકર્રમહ રવાના થતા પહેલા ગુસ્લ વગેરે કરીને તૈયાર થઈ જાઓ.

[૨૬] જ્યારે તમે બસમાં બેસવા લાગશો, ત્યારે મુઅલ્લિમના પ્રતિનિધિ તમારો પાસપોર્ટ લઈને બસ ડ્રાઈવરના હવાલે કરશે. અને તમારો આ પાસપોર્ટ હજ્જથી પાછા ફરતા પહેલા મળશે. આ સમયગાળા દરમ્યાન તમે પાસપોર્ટને જોઈ પણ નહી શકો.

[૨૭] જિદ્દાથી રવાના થઈને બસ મક્કા મુઅઝ્ઝમાના બહાર **'મરકઝુલ ઈસ્તિકબાલ** પર રોકાશે અને દરેક બસમાં એક રહબર સવાર થશે, જે હાજીઓને પોતાના મુઅલ્લિમોની ઓફિસો અથવા તેમના રહેઠાણ પર પહોંચાડશે.

[૨૮] **'મરકઝુલ ઈસ્તિકબાલ** પર પોતાની બસમાંથી બહાર નીકળવુ નહી. જો જવુ હોય તો પોતાના સહપ્રવાસીઓને બતાવીને જવુ. અને જલ્દીથી પાછા આવી જવુ.

## મક્કા મુકર્રમામાં :

[૨૯] જ્યારે બસ તમારા મુઅલ્લિમની ઓફિસ સામે જઈને ઉભી હોય, ત્યારે બસની બહાર નીકળવાની કોશિશ ન કરશો. બલ્કે પોતાની બેઠકો પર બેસી રહો અને જે પ્રશ્ન કરવામાં આવે તેનો ખરો જવાબ આપો.

[૩૦] બસમાં તમોને તમારા મુઅલ્લિમ તરફથી એક પીળો પટ્ટો આપવામાં આવશે. જેમાં તમારા મુઅલ્લિમનું સરનામુ લખેલુ હશે. અને બિલ્ડીંગ નંબર લખેલો હશે તે પટ્ટાને તમે પોતાના હાથમાં બાંધી લો. અને તમારી સાથે જે સ્ત્રીઓ હોય તેમને પણ પહેરાવી દો. (ખુદા ન કરે) તમારા ખોવાઈ જવાની પરિસ્થિતિમાં આ પટ્ટો ઘણો કામ આવશે.

[૩૧] જ્યારે તમારી બસ રહેઠાણ બિલ્ડીંગ સુધી પહોંચશે તો ઉતરીને સર્વપ્રથમ પોતાનો સામાન બસમાંથી ઉતારીને ચેક કરાવી લો.

[૩૨] ત્યારબાદ બિલ્ડીંગના પોતાના નક્કી કરેલા રૂમમાં (જે હવે કોમ્પ્યુટર વડે નક્કી થાય છે), ચાલ્યા જાઓ.

[૩૩] અને જે લોકો હજ્જ કમિટી વડે ન જતા હોય, તેઓ મુઅલ્લિમની ઓફિસે પહોંચીને પોતાના રહેઠાણની વ્યવસ્થા પોતે કરે. જો કોઈને પોતાના જાણીતા માણસને ત્યાં રહેવુ હોય તો તેની કાર્યવાહી સંપૂર્ણ રીતે કરાવી લો. ટૂરવાળા પોતાની રીતે વ્યવસ્થા કરી આપે છે.

[૩૪] મક્કા મુઅઝઝમા પહોંચ્યા બાદ એક દિવસમાં મુઅલ્લિમ તરફથી એક ફોટાવાળો કાર્ડ દરેક હાજીને આપવામાં આવે છે. આ કાર્ડ વાસ્તવમાં તમારા પાસપોર્ટના બદલામાં છે, જેમાં મુઅલ્લિમ અને રહેઠાણ વગેરેની બધી વિગતો લખેલી હોય છે. હરમૈન શરીફૈનમાં રહેવાના સમગ્ર સમયગાળામાં આ કાર્ડને હંમેશ સાથે રાખવો જોઈએ. આ ઘણી કીંમતી અને જરૂરી વસ્તુ છે.

[૩૫] આ રીતે મિના જતા પહેલા મિના અને અરફાતના રહેઠાણની જગ્યા બાબત એક કાર્ડ મુઅલ્લિમ તરફથી આપવામાં આવે છે, તેને લેવાનુ ભૂલશો નહી અને પ્રવાસ દરમ્યાન હંમેશ સાથે રાખશો.

[૩૬] પાછલા વર્ષોના અનુભવોથી જણાયુ છે કે, લગભગ દર વર્ષે અમુક ઠગ લોકો હાજીઓ સાથે કોઈ ન કોઈ પ્રકારે સંબંધ વધારે છે. પછી પોતાને તેનો સંપૂર્ણ ભરોસાપાત્ર બનાવીને સસ્તી કુરબાનીઓની લાલચ દઈને એક મોટી રકમ હડપ કરવામાં સફળ થાય છે. તેમનો હેતુ માત્ર અને માત્ર હાજીઓને ઠગવાનો હોય છે. તમે આવા પ્રકારના લોકોથી હંમેશ સાવધાન રહો. પોતાની કુરબાની તમે પોતે જ પોતાના હાથથી કરો અથવા તમારા સહપ્રવાસીઓમાંથી કોઈ ભરોસાપાત્ર વ્યકિત વડે કરાવો.

[૩૭] હરમ શરીફમાં લગભગ દરેક ફર્ઝ નમાઝ પછી જનાઝાની નમાઝનું એલાન થાય છે. અને જનાઝાની નમાઝ પઢવામાં આવે છે. જેથી ફર્ઝ નમાઝો પછી બેહતર છે કે, બે–ચાર મિનીટ થોભ્યા બાદ સુન્નતો અને નવાફિલની નિય્યત બાંધો. જેથી આટલા મોટા સમૂહમાં હરમ શરીફની અંદર પઢવામાં આવતી જનાઝાની નમાઝના સવાબથી તમે પણ લાભવંત થઈ શકો. જેમાં ભાગ લેવાની હદીષ શરીફમાં ઘણી ફઝીલત આવી છે.

## હજ દરમ્યાન વપરાતા શબ્દોનો ભાવાર્થ

**એહરામ** : એહરામનો અર્થ કોઈ વસ્તુ હરામ કરવી. હાજી જે વખતે હજ અથવા ઉમરહ અથવા બન્નેવની પાકી નિય્યત કરી

લબ્બયક પઢે છે તો અમુક વસ્તુઓ એના માટે હરામ થઈ જાય છે. એટલા માટે એને એહરામ કહે છે. હવે તે ચાદરોને પણ એહરામ કહે છે, જે હાજી એહરામની હાલતમાં વાપરે છે.

**ઈસ્તિલામ** : હજરે અસ્વદને બોસો આપવો યા હાથથી સ્પર્શ કરવો અથવા હજરે અસ્વદ કે રૂકને યમાનીને ફકત હાથ લગાડવો.

**ઈઝતેબાઅ** : એહરામની ચાદરને જમણી બગલના નીચેથી કાઢી ડાબા ખભા ઉપર નાંખવી.

**આફાકી** : જે વ્યકિત મીકાતની હદથી બહાર રહેતો હોય.

**ઈફરાદ** : ફકત હજનો એહરામ બાંધી હજના અરકાન અદા કરવા. આ પ્રમાણે એહરામ બાંધનારને મુફરિદ કહેવામાં આવે છે.

**બતને ઉરનહ** : અરફાતની નજીક એક જગ્યા છે. જેમાં થોભવું દુરૂસ્ત નથી. કારણકે તે અરફાતની બહાર છે.

**તમત્તુઅ** : હજના દિવસોમાં પ્રથમ ઉમરહ કરવો, પછી તે જ વર્ષે હજનો એહરામ બાંધી હજ કરવી. આ પ્રમાણે એહરામ બાંધનારને મુતમત્તિઅ કહેવામાં આવે છે.

**તલ્બિયહ** : ‘લબ્બયક અલ્લાહુમ્મ લબ્બયક’ છેલ્લે સુધી પઢવું.

**તન્ઈમ** : એક જગ્યાનું નામ છે. મક્કા મુકર્રમહમાં રોકાણ દરમ્યાન ઉમરહ માટે જ્યાંથી એહરામ બાંધવામાં આવે છે ત્યાં એક મસ્જિદ છે. જેને મસ્જિદે આઈશહ (રદી.) કહે છે. હરમ શરીફની હદોમાં સૌથી નજીક આ હદ છે.

**જમરાત** : મિનામાં ત્રણ જગ્યાઓ છે. જેના ઉપર થાંભલાઓ બનેલા છે અને તેના ફરતે ગોળ કુંડાળા પણ સિમેન્ટથી ચણીને બનાવવામાં આવ્યા છે. ત્યાં કાંકરીઓ મારવામાં આવે છે.

મસ્જિદે ખૈફની નજીક પૂર્વ દિશામાં જે જમરહ છે તેને જમરએ ઉલા, વચલાને જમરએ વુસ્તા અને છેલ્લાને જમરએ કુબરા (મોટો શયતાન) કહે છે. હવે જમરાત પર ઉપર–નીચે આવવા –જવાના અલગ અલગ રસ્તાઓ બનાવવામાં આવ્યા છે.

**જન્નતુલ્મુઅલ્લા** : મક્કા મુકર્રમાનું તે કબ્રસ્તાન છે, જેમાં હઝરત ખદીજા (રદી.) અને આપ (સલ.)ના સાહબઝાદા તથા સહાબાએ કિરામ આરામ ફરમાવે છે.

**જન્નતુલ્બકીઅ** : મદીના મુનવ્વરાનું તે કબ્રસ્તાન છે, જેમાં હઝારો સહાબાએ કિરામ, આપ (સલ.)ની પુનિત પત્નીઓ (હઝરત ખદીજા રદી. અને હઝરત મયમુના રદી. સિવાય) તથા ઘણા બુઝુર્ગો આરામ ફરમાવે છે.

**જબલે રહમત** : અરફાતમાં એક પહાડ છે.

**જબલે કુઝહ** : મુજદલીફામાં એક પહાડ છે.

**હજરે અસ્વદ** : જન્નતી પથ્થર જે બયતુલ્લાહની પૂર્વ–દક્ષિણી દિશામાં પાંચ–છ ફૂટની ઊંચાઈએ દીવાળમાં કબૂતરીના ઈંડાની જેમ નાના ટુકડા સ્વરૂપે જોડેલો છે અને ચો તરફ ચાંદીની ફ્રેમ લગાવેલી છે.

**હતીમ** : કા'બા શરીફની ઉત્તરી દીવાળથી અલગ પાંચ ફૂટની ચાંદના આકારની દિવાળ છે. તવાફમાં એને પણ શામેલ કરવું વાજિબ છે. આ પણ કા'બા શરીફનો ભાગ છે. કુરૈશે મક્કાએ આપ (સલ.)ને નુબૂવ્વત મળવાના થોડા વર્ષો પહેલાં કા'બા શરીફની મરમ્મત કરી નવુ બાંધકામ કર્યુ તો હલાલ પૈસાની કમીના કારણે ઉત્તરી દિશામાં છ ફૂટ જગ્યા છોડી દીધી. આ છૂટેલો ભાગ હતીમ કહેવાય છે.

**હરમ** : મક્કા મુકર્રમાની ચારેવ દિશામાં થોડે દૂર સુધીની જમીન હરમ કહેવાય છે. તેની હદો ઉપર નિશાની લાગેલી છે. તેમાં શિકાર કરવું, ઘાસ, ઝાડ કાપવું વગેરે હરામ છે. જીદ્દહથી મક્કા મુકર્રમાના રસ્તે હરમ શરીફની હદ શરૂ થતાં રોડ ઉપર કુર્આન શરીફ મુકવાના રિહાલનો આકાર બનાવેલો છે. જેના નીચેથી બસો, ગાડીઓ પસાર થાય છે.

**હિલ** : હરમ શરીફની હદની બહાર મીકાત સુધીની જગ્યાને હિલ કહે છે. કારણકે એમાં તે કામો હલાલ છે, જે હરમમાં હરામ છે.

**હલક** : માથાના વાળ મુંડાવવાને કહે છે.

**દમ** : એહરામની હાલતમાં વાજિબ છૂટવાથી અને અમુક નાજાઈઝ કામો કરવાથી બકરી વગેરે ઝબહ કરવું વાજિબ થાય છે, તેને દમ કહે છે.

**ઝુલ્હુલયફહ** : મદીના મુનવ્વરાથી મક્કા મુકર્રમાના રસ્તા ઉપર (મદીનાથી છ માઈલ દૂર) છે. મદીનાવાળાઓ માટે મીકાત છે, જેને આજકાલ બિ  રે અલી કહે છે.

**રૂક્ને યમાની** : કા'બા શરીફના દક્ષિણ–પશ્ચિમી ખુણાને કહે છે. જે યમનની તરફ છે.

**રૂક્ને ઈરાકી** : કા'બા શરીફના પૂર્વિય–ઉત્તરી ખુણાને કહે છે. જે ઈરાકની તરફ છે.

**રૂક્ને શામી** : કા'બા શરીફના પશ્ચિમી–ઉત્તરી ખુણાને કહે છે. જે સિરિયાની તરફ છે.

**રમલ** : તવાફના પહેલા ત્રણ ફેરામાં ખભા હલાવતાં રૂઆબ–ભેર થોડા જલ્દીથી ચાલવાને કહે છે.

**રમી** : જમરાતમાં કાંકરી મારવી.

**સઈ** : સફા–મરવાની વચમાં સાત ચક્કર લગાવવા.

**શવ્ત** : કા'બા શરીફના એક ચક્કરને (હજરે અસ્વદથી હજરે અસ્વદ સુધી) તેમજ સફાથી મરવહ અને મરવહથી સફાના એક ચક્કરને શવ્ત કહે છે.

**તવાફે કુદૂમ** : મક્કા શરીફ પહોંચીને હાજી જે પ્રથમ તવાફ કરે છે, તેને તવાફે કુદૂમ અથવા તવાફે તહીય્યહ કહે છે. જે કારિન અને મુફરિદ આફાકી માટે સુન્નત છે.

**તવાફે ઝિયારત** : જેને તવાફે રૂકન પણ કહેવામાં આવે છે. આ તવાફ ફર્ઝ છે.

**તવાફે વિદાઅ** : મક્કા મુકર્રમાથી વાપસી વખતે જે તવાફ કરવામાં આવે છે, એ તવાફે સદ્ અથવા તવાફે વિદાઅ કહેવાય છે. જે વાજિબ છે.

**કિરાન** : હજ અને ઉમરહ બન્નેવનો એહરામ એક સાથે બાંધી પહેલાં ઉમરહ અને પછી હજ્જ પઢવી. આ પ્રમાણે એહરામ બાંધનારને કારિન કહે છે.

**મીકાત** : જે જગ્યાએથી મક્કા મુકર્રમહ જવાવાળાએ એહરામ બાંધવો વાજિબ છે.

**મતાફ** : તવાફ કરવાની જગ્યા જે કા'બા શરીફની ચારેવ તરફ મસ્જિદે હરામમાં છે.

**મકામે ઈબ્રાહીમ** : જન્નતી પથ્થર જેના ઉપર ઉભા રહી હઝરતે ઈબ્રાહીમ (અલૈ.)એ કા'બા શરીફ બનાવ્યુ હતું. હવે મતાફમાં કા'બા શરીફના દરવાજાની સામે થોડે દૂર કાચના કવરમાં છે.

**મસ્જિદે હરામ** : કા'બા શરીફની ચારેવ તરફ જે મસ્જિદ છે, તેને મસ્જિદે હરામ કહે છે.

**મુલ્તઝમ** : હઝરે અસ્વદ અને કા'બા શરીફના દરવાજાની વચ્ચે તે દીવાળ જેને વળગી–લપટીને દુઆ માંગવી સુન્નત અને મકબૂલ છે.

**મિના** : મક્કા મુકર્રમાથી ત્રણ માઈલ દૂર પૂર્વ તરફ બે પહાડોની વચમાં એક મોટુ મેદાન છે, જ્યાં રમી અને કુર્બાની કરવામાં આવે છે. આ જગ્યા હરમમાં શામેલ છે. મિનામાં સૌથી મહત્વની જગ્યા મસ્જિદે ખયફ છે, જ્યાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે નમાઝ પઢી હતી. મિનાનો અર્થ લોહી વહાવવું છે. હાજીઓ પોતાના જાનવરોની કુર્બાની આ જગ્યાએ કરે છે. જેથી મિના નામ પડયું.

**મસ્જિદે નમીરહ** : અરફાતના કિનારે એક મસ્જિદ છે.

**મસ્આ** : સફા–મરવાના વચમાં ચાલવાની જગ્યાને કહે છે.

**મિઝાબે રહમત** : હતીમના અંદર કા'બા શરીફના ઉપરથી પાણી પડવાનું પરનાલુ. આ દુઆ કબૂલ થવાની ખાસ જગ્યા છે. માટે દુઆ માંગવી જોઈએ.

## ❋ હજજ ફર્ઝ થવાની શરતો ❋

[૧] મુસલમાન હોવુ.

[૨] હજ ફર્ઝ હોવાનું જ્ઞાન (ઈલ્મ) હોવુ.

[૩] બાલિગ (પુખ્તવય) હોવુ.

[૪] અકલમંદ હોવુ.

[૫] આઝાદ હોવુ.

[૬] હજનો ટાઈમ હોવો.

[૭] પોતાની જરૂરતથી વધુ માલ–દૌલત હોય એટલે કે રહેવા માટે ઘરની જરૂરી સામગ્રી તથા કર્ઝ ચૂકવવા ઉપરાંત એટલી મુંડી હોય કે સવારી ઉપર મક્કા મુકર્રમહ જઈને પાછો આવે. સાથે તેના પાછા આવવા સુધી કુટુંબના તે માણસો જેમના ગુજરાનની શરઈ જવાબદારી તેની ઉપર છે, તેમના ખાવા–પીવા–રહેવા વગેરેની વ્યવસ્થા કરવી પણ જરૂરી છે.

**મસ્અલો** : જો કોઈ માણસ હજ કરવા માટે કોઈને પૈસા ભેટ સ્વરૂપે આપે છે, તો તેને કબૂલ કરવા વાજિબ નથી. ચાહે હદીયો આપનાર સગાં–સંબંધી હોય અથવા બીજી કોઈ વ્યકિત હોય. પરંતુ જો એટલો માલ કોઈએ હદિયો કર્યો અને તેણે કબૂલ કરી લીધો તો હજ ફર્ઝ થઈ જશે.

**મસ્અલો** : દુકાનદાર માટે વેપારનો એટલો સામાન જેનાથી તેનું ગુજરાન થઈ શકે, ખેડૂત માટે હળ, બળદ, ટ્રેકટર વગેરે અને આલિમ માટે કિતાબો જરૂરતમાંથી છે.

દરેક ધંધા–રોજગારવાળાનો આ જ હુકમ છે કે તેના વ્યવસાયને લગતા ઓજારો અને જરૂરી સામાન તેની જરૂરત–માંથી ગણાશે. હજ ફર્ઝ થવામાં આ વસ્તુઓ બાદ કરીને બીજી રકમનો એ’તેબાર થશે.

**મસ્અલો** : કોઈ માણસ પાસે હજ પઢી શકાય એટલા પૈસા છે અને શાદી પણ કરવા ચાહે છે તો જો હજના દિવસો છે તો તેણે હજ પઢવી જરૂરી છે અને જો હજના દિવસો નથી આવ્યા તો નિકાહ કરી શકે છે, પરંતુ જો યકીન છે કે શાદી નહીં કરે તો ઝિનામાં સપડાય જવાશે, તો પ્રથમ નિકાહ કરે, હજ ન કરે.

**મસ્અલો** : એક માણસ પાસે એટલા પૈસા હતા કે તેના ઉપર હજ ફર્ઝ થઈ ગઈ, પરંતુ તેણે હજ પઢી નહીં અને પછી ગરીબ થઈ ગયો તો તેના ઝિમ્મે હજ બાકી રહેશે. તેણે હજ પઢવાની કોશિષ કરવી જરૂરી છે. અને મરણ વખતે વસીય્યત કરવી જરૂરી છે.

## ❋ હજના ફર્ઝો, વાજિબો અને સુન્નતો ❋

**હજના ફર્ઝ ત્રણ છે :**

[૧] એહરામ એટલે કે દિલથી હજની નિય્યત કરવી અને તલ્બિયહ (લબ્બૈક) છેવટ સુધી પઢવી.

[૨] અરફાતમાં થોભવું. ૯ ઝિલ્હજ્જના સૂર્યના ઢલવાના (ઝવાલ) સમયથી લઈ ૧૦ ઝિલ્હજ્જના સુબ્હે સાદિક સુધીમાં કોઈપણ સમયે અરફાતમાં થોભવું. ચાહે પછી એક પળ માટે પણ કેમ ન હોય.

[૩] તવાફે ઝિયારત : જે ૧૦મી ઝિલ્હજ્જના સવારથી લઈ ૧૨મી ઝિલ્હજ્જના સૂર્યાસ્ત સુધીમાં કરવામાં આવે. આ તવાફની સુન્નત એ છે કે તેને રમી, કુર્બાની અને વાળ કતરાવા અથવા મુંડાવવા પછી કરવામાં આવે અને જો આ ત્રણેવથી પહેલાં તવાફે ઝિયારત કરશે તો પણ ફર્ઝ અદા થઈ જશે.

**મસ્અલો** : આ ત્રણેવ ફર્ઝોમાંથી કોઈપણ છૂટી જશે તો હજ અદા થશે નહીં અને દમથી પણ તેનો બદલો વળશે નહીં.

**મસ્અલો** : આ ત્રણેવ ફર્ઝોને ક્રમવાર અદા કરવા અને દરેક ફર્ઝને તેની ખાસ જગ્યા અને સમયે કરવા પણ વાજિબ છે.

# ❋ હજના વાજિબો ❋

વાજિબ અંગે એ જાણવુ જરૂરી છે કે, જો કોઈ વાજિબ ભૂલથી અથવા જાણી જોઈને અદા નહીં થશે તો તેનો બદલો આપવો જરૂરી છે. ચાહે કુર્બાની સ્વરૂપે હોય કે સદકા સ્વરૂપે (જેની વિગત જિનાયતના પ્રકરણમાં આવશે). હાં, જો કોઈ કામ ખરેખર મજબુરીને કારણે છૂટી જશે તો બદલો (જઝા) લાઝિમ થશે નહીં.

**હજના મૂળ વાજિબ છ (૬) છે :**

[૧] મુઝદલીફામાં થોભવું (જેનો ટાઈમ સુબ્હે સાદિકથી લઈ સૂરજ ઉગ્યા સુધી છે).

[૨] સફા–મરવા વચ્ચે સઈ કરવી.

[૩] (રમી) શયતાનને કાંકરીઓ મારવી.

[૪] કારિન અને મુતમત્તિઅ માણસે કુર્બાની કરવી.

[૫] હલક (વાળ મુંડાવવા) અથવા કસ્ર (કપાવવા).

[૬] આફાકી (મીકાતથી બહાર રહેનાર)એ તવાફે વિદાઅ કરવો.

આ છ (૬) વાજિબોમાંથી દરેક વાજિબ સાથે અન્ય વાજિબો સંકળાયેલા છે. એમ કુલ ૩૫ વાજિબો છે, પરંતુ અસલ વાજિબ છ (૬) છે.

## હજના તે વાજિબો જેને છોડવાથી 'દમ' વાજિબ થતો નથી

હજમાં ઘણા બધા એવા વાજિબો છે, જેમાં ઉલમા વચ્ચે મતભેદ છે. પરંતુ તેમના છોડવાથી 'દમ' વાજિબ થતો નથી.

આ જ સહીહ છે, તેનામાંના ચાર અહિંયા રજૂ કરીએ છીએ :

[૧] મુઝદલિફાના રસ્તામાં મગરિબ અને ઈશા ન પઢતાં મુઝદલિફા પહોંચવા સુધી મુલ્તવી કરવી વાજિબ છે. માટે જો રસ્તામાં કોઈએ બન્નેવ નમાઝો પઢી લીધી તો મુઝદલિફા પહોંચી ફરીથી પઢવી પડશે, પરંતુ 'દમ' વાજિબ ન થશે, ન બીજી કોઈ સજા વાજિબ થશે. બલ્કે ગુનેહગાર થશે.

[૨] દરેક તવાફ પછી બે રકાત સલાતુત્તવાફ પઢવી વાજિબ છે. માટે જો કોઈ નહિ પઢે તો વાજિબ છોડવાનો ગુનોહ થશે. પણ 'દમ' વાજિબ થવામાં ઉલમાનો મતભેદ છે. અમુક ઉલમા વાજિબ કહે છે, તો અમુક ના પાડે છે. એટલા માટે કે આ નમાઝ હરમની હદમાં અદા કરવી સુન્નત છે, વાજિબ નથી. જો કોઈ પોતાના વતન જઈ અદા કરે તો પણ વાજિબ અદા થઈ જશે. માટે સહીહ મત એ જ છે કે 'દમ' વાજિબ ન થશે.

[૩] સફા પહાડીથી સઈ શરૂ કરવી. સફા—મરવહ વચ્ચે સઈનો પ્રારંભ અમુક ઉલમાના મત મુજબ સફા—મરવહની પહાડીથી કરવો વાજિબ છે. પરંતુ જો કોઈ સઈનો પ્રારંભ સફા પહાડીથી ન કરે તો કોઈના નજદીક 'દમ' વાજિબ થતો નથી. જે ચક્કર મરવહ પહાડીથી શરૂ કર્યો, તેને ફરીથી કરે તો કંઈ વાજિબ ન થશે. અને જો ફરીથી નહિ કરે તો એક સદ્કએ ફિત્ર વાજિબ થશે.

[૪] હજરે અસ્વદથી તવાફનો પ્રારંભ કરવો સાહિબે દુર્રે મુખ્તારના મત મુજબ વાજિબ છે. અને મોટાભાગના

ઉલમાના કથન અનુસાર સુન્નત છે. આને છોડવાથી સહીહ મત મુજબ 'દમ' વાજિબ થશે નહિ.

## ❋ હજની સુન્નતો ❋

**હજની સુન્નતો આઠ (૮) છે :**

[૧] મુફરિદ આફાકી અને કારિને તવાફે કુદૂમ કરવો.

[૨] તવાફે કુદૂમમાં રમલ કરવો. જો આ તવાફમાં રમલ ન કર્યુ હોય તો પછી તવાફે ઝિયારત અથવા તવાફે વિદાઅમાં રમલ કરવું.

[૩] ૮મી ઝિલ્હજજના રાત્રે મિનામાં રહેવું.

[૪] સૂર્ય ઉગ્યા પછી નવમી ઝિલ્હજજના મિનાથી અરફાત જવું.

[૫] અરફાતથી વાપસ થતાં રાત્રે મુઝદલિફામાં થોભવું.

[૬] અરફાતમાં ગુસલ કરવું.

[૭] મિનાના દિવસોમાં રાત્રે મિનામાં રહેવું.

[૮] મિનાથી વાપસીમાં મુહસ્સબનામી જગ્યાએ થોડીવાર માટે પણ થોભવું. આ સિવાય પણ ઘણી સુન્નતો છે, જે મોકાસર વર્ણન થશે.

## ❋ મીકાતના મસાઈલ ❋

કા'બા શરીફના એહતેરામ અને પવિત્રતાને ધ્યાનમાં લઈ એના આજુબાજુ ત્રણ વર્તુળ અને રાઉન્ડ બનાવવામાં આવ્યા છે. પ્રથમ રાઉન્ડ મસ્જિદે હરામનો છે. જેના વચમાં કા'બા શરીફ છે. એના પણ ખાસ મસ્અલા છે, પરંતુ એહરામ સાથે એનો ખાસ સંબંધ નથી. માટે એની છણાવટની જરૂરત નથી.

બીજો વર્તુળ (રાઉન્ડ) હરમ શરીફની સરહદનો છે. મક્કા મુકર્રમહની ચારેવ તરફ એની નિશાનીઓ લાગેલી છે. આ સરહદોનું અંતર મક્કા મુકર્રમહથી કોઈ તરફ ત્રણ માઈલ તો કોઈ તરફ નવ માઈલ છે તો કોઈ તરફ એનાથી ઓછું–વત્તું છે. જે લોકો આ વર્તુળની અંદર રહે છે તેમને હરમવાસી કહેવામાં આવે છે.

ત્રીજો વર્તુળ (રાઉન્ડ) હરમ શરીફની હદની બહાર અને મીકાતની હદની અંદરનો છે. આ વર્તુળમાં રહેનારાઓને હિલવાસી કહેવામાં આવે છે.

આ ત્રણેવ વર્તુળથી બહાર રહેનારાઓને આફાકી કહેવામાં આવે છે.

એહરામ વિશે આફાકીઓનો હુકમ એ છે કે, એ જ્યારે પણ મક્કા મુકર્રમહના ઈરાદાથી મીકાતની હદમાં પ્રવેશશે, એમના માટે એહરામ બાંધવો વાજિબ છે. ચાહે હજ–ઉમરહની નિય્યત હોય કે પછી વેપાર અથવા દોસ્તોથી મુલાકાતની નિય્યત હોય.

હિલવાળાઓનો હુકમ એ છે કે, એ જ્યારે હજ કે ઉમરહના ઈરાદાથી મક્કા મુકર્રમહ જવા ચાહે તો પોતાના ઘરેથી અથવા હરમ શરીફની હદ શરૂ થતાં પહેલાં એહરામ બાંધી લે અને જો વેપાર અથવા કોઈ જરૂરતને લઈ મક્કા મુકર્રમહ જવા ચાહે તો એહરામની કોઈ પાબંદી નથી. જ્યારે ચાહે ત્યારે એહરામ વગર જઈ શકે છે.

એ જ પ્રમાણે હરમ શરીફની હદમાં રહેનારા લોકો માટે પણ એહરામની કોઈ પાબંદી નથી. એ જ્યારે ઉમરહ કરવા ચાહે ત્યારે હરમ શરીફની હદથી બહાર જઈ એહરામ બાંધી લે અને

હજ પઢવા ચાહે ત્યારે હરમ શરીફથી જ એહરામ બાંધી લે.

**મીકાત** : ચોક્કસ ટાઈમ કે ચોક્કસ જગ્યાને મીકાત કહે છે. શરઈ ભાષામાં તે સ્થળોને કહે છે, જયાંથી એહરામ બાંધવું વાજિબ છે.

**મીકાતના ત્રણ પ્રકાર છે :**

**આફાકીઓનો મીકાત :** જો કોઈ આફાકી (મીકાતથી બહાર રહેનાર) મક્કા મુકર્રમહ અથવા હરમની હદમાં દાખલ થવા ચાહતો હોય, ચાહે હજ કે ઉમરહની નિય્યત હોય અથવા બીજા કોઈ કામ માટે, તેના માટે મીકાતથી આગળ એહરામ બાંધ્યા વગર જવુ નાજાઈઝ છે. જો ભૂલથી એહરામ બાંધ્યા વગર હરમ શરીફની હદમાં દાખલ થઈ ગયો તો તેના માટે જરૂરી છે કે તે મીકાત પર પાછો જાય અને ત્યાંથી એહરામ બાંધીને આવે. જો આ પ્રમાણે નહીં કરે તો તેના ઉપર દમ લાઝિમ થશે. પરંતુ જો તે મીકાત પર પાછો જઈને ત્યાંથી એહરામ બાંધીને ફરીથી હરમની હદમાં દાખલ થશે તો તેના ઉપર દમ વાજિબ રહેશે નહિ.

આફાકીઓ માટે આપ (સલ.)એ પાંચ અલગ–અલગ જગ્યાઓ મીકાત તરીકે નક્કી કરે છે. જેમાંથી ઝાતે ઈર્ક (જરબિય્યહ) ઈરાક, ઈરાન અને પૂર્વિય દેશોની અને જુહફહ (મિસર, સિરિયા, તબુક વગેરેની મીકાત) ઉજ્જડ થઈ ગયા છે. માટે ઈરાક તરફથી આવનારે અકીક અને મિસર, સિરિયા તરફથી આવનારે રાબિગ નામના સ્થળોથી એહરામ બાંધવું જોઈએ.

**ઝુલ્હુલયફહ** : મદીના મુનવ્વરહથી આવવાવાળાઓ માટે છે. આ જગ્યા (અબ્યારે અલી) નામથી ઓળખાય છે અને સડક પર આ નામનું બોર્ડ લગાવેલું છે.

**કર્ને મનાઝિલ** : તાઈફ, યમન અને કુવૈત તરફથી આવનારા માટે મીકાત છે. મક્કા મુકર્રમાથી ૪૨ માઈલ દૂર છે. હવે એને ''અસ્સયલુલ્કબીર' કહે છે.

**યલમલમ** : યમન, ઈન્ડીયા અને પાકિસ્તાનથી આવનાર માટે દરિયાઈ માર્ગે એક પહાડ છે, જે દરિયા કિનારાથી પંદર–વીસ માઈલ અને મક્કા મુકર્રમહથી દક્ષિણમાં લગભગ ૩૨ માઈલ દૂર આવેલો છે. હવે એને ''સઅદિયહ'' પણ કહે છે.

**નોંધ** : હવે રસ્તાઓ બદલાય ગયા છે અને ઉપરોકત નિયુકત કરેલ મીકાતોમાં એકબીજાની મીકાતથી લોકો ગુઝરે છે તો જે મીકાતથી પણ પસાર થશે, ત્યાંથી એહરામ બાંધવો જરૂરી રહેશે.

**મસ્અલો** : કોઈ રસ્તામાં બે મીકાતો આવે છે. તો પહેલી મીકાતથી એહરામ બાંધવું અફઝલ છે. જો બીજી મીકાત સુધી ન બાંધે તો પણ દમ લાગુ પડશે નહીં.

**મસ્અલો** : કોઈ આફાકી માણસ મક્કા મુકર્રમહ પહોંચી ગયો અને ઉમરહ કરી હલાલ થઈ ગયો તો તેની મીકાત હવે મક્કાવાસીઓની જેમ છે. એટલે કે હજ્જ માટે હરમ શરીફ અને ઉમરહ માટે હિલ છે. પરંતુ તન્ઈમ (મસ્જિદે આઈશહ)થી એહરામ બાંધવું અફઝલ છે.

**મસ્અલો** : કોઈ માણસ મીકાતથી એહરામ બાંધ્યા વગર પસાર થઈ ગયો અને આગળ પહોંચીને એહરામ બાંધી લીધો, પરંતુ મક્કા મુકર્રમહ પહોંચતા પહેલાં મીકાત પાસે પાછો આવ્યો અને તલ્બિયહ પઢી પાછો ગયો તો દમ માફ થઈ જશે.

**મસ્અલો** : જે માણસ કોઈ એક મીકાતથી એહરામ વગર

પસાર થયો તો તેના ઉપર જરૂરી નથી કે તે તેજ મીકાતે પાછો આવે. બલ્કે બીજી કોઈપણ મીકાતથી આવવું જાઈઝ છે. હાં, અફઝલ છે કે, જે મીકાતથી પ્રથમ પસાર થયો હતો ત્યાંથી જ પાછો ફરે.

**મસ્અલો :** આફાકી (મીકાતથી બહાર રહેનાર વ્યકિત) મીકાતથી આગળ કોઈ એવી જગ્યાએ જે હરમથી બહાર હિલમાં છે, ત્યાં કોઈ જરૂરતથી જવા ચાહે છે. મક્કા મુકર્રમહ જવા અથવા હજ ઉમરહ કરવાની નિય્યત નથી, તો તેના માટે મીકાતથી એહરામ બાંધવું વાજિબ નથી. ત્યારબાદ તે જગ્યાએથી મક્કા મુકર્રમહ પણ એહરામ વગર આવી શકે છે. તેના ઉપર દમ લાગુ પડશે નહી. આ જગ્યાએ પહોંચી તે હિલવાળા લોકોની જેમ થઈ ગયો. માટે ત્યાંથી હજ–ઉમરહની નિય્યત કરે તો તેની મીકાત હિલ ગણાશે. ત્યાંથી એહરામ બાંધવો પડશે.

**મસ્અલો :** જો મીકાતથી પસાર થતી વખતે મક્કા મુકર્રમહનો ઈરાદો હતો અને આગળ જઈને બીજી જગ્યાનો ઈરાદો કર્યો તો એહરામ વગર મીકાતથી પસાર થવું જાઈઝ નથી, બલ્કે દમ લાગુ પડશે.

**મસ્અલો :** આફાકી વ્યકિત હરમ અથવા મક્કા મુકર્રમહમાં એહરામ વગર દાખલ થશે તો તેના ઉપર હજ અથવા ઉમરહ કરવો વાજિબ થઈ જાય છે. પરંતુ ફર્ઝ હજ તથા મન્નતવાળી હજ અથવા મન્નતવાળો ઉમરહ અદા કરવાથી ઉપરનો વાજિબ પણ ઝિમ્મેથી અદા થઈ જશે. બીજા ઉમરહ કે હજની જરૂર નથી.

## હિલવાળાઓની મીકાત :

**મસ્અલો :** જે લોકો મીકાતની અંદર રહે છે અથવા મીકાત અને હરમની વચમાં રહે છે. જો તેઓ હજ્જ કે ઉમરહની નિય્યતથી

મક્કા મુકર્રમહ જશે તો એહરામ બાંધવો વાજિબ છે. અને જો હજ કે ઉમરહના ઈરાદાથી ન જાય તો તેમના માટે એહરામ બાંધવો જરૂરી નથી. એહરામ વગર મક્કા મુકર્રમહમાં દાખલ થઈ શકે છે.

**મસ્અલો** : આફાકી (મીકાતની બહારથી આવનાર) ઈન્ડીયા, પાકિસ્તાન, ઈંગ્લેન્ડ વગેરેથી હજમાં જવાવાળી વ્યકિત ઉમરહથી ફારિગ થઈ પોતાના સગાં–સંબંધીઓ પાસે જીદ્દહ ચાલ્યા જાય છે. તેઓ પણ હવે ''હિલવાળા''ના હુકમમાં આવી જાય છે. માટે તેઓ જો હજ અને ઉમરહની નિય્યતથી મક્કા મુકર્રમહ ન જાય. પોતાની કોઈ જરૂરત અર્થે જાય અથવા ફકત હરમ શરીફમાં નમાઝ કે તવાફની નિય્યતથી જાય તો તેમણે પણ એહરામ બાંધવુ જરૂરી નથી.

**હરમની હદમાં રહેનારાની મીકાત** : તેમની મીકાત હજ માટે હરમ શરીફ અને ઉમરહ માટે હિલ છે.

જો કોઈ આફાકી મક્કા મુકર્રમહ પહોંચી ઉમરહ કરીને હલાલ થઈ ગયો તો તેની મીકાત પણ હવે મક્કાવાસીઓ જેવી જ હશે. એટલે કે હજ માટે હરમ શરીફ અને ઉમરહ માટે હિલ એટલે કે ''તન્ઈમ'' અને ''જિઈર્રાના''થી એહરામ બાંધી લે. જીદ્દહથી પણ બાંધી શકે છે.

**મસ્અલો** : વિમાન માર્ગે આવનારા લોકો જીદ્દહ આવતા પહેલાં જ મીકાતથી એહરામ બાંધી લે. અફઝલ તો એ છે કે પોતાના ઘર અથવા એરપોર્ટથી જ બાંધી લે. પરંતુ જીદ્દહ એરપોર્ટ ઉપર ઉતરીને એહરામ બાંધવો સહીહ નથી. કારણકે ત્યાર પહેલાં વિમાન મીકાતથી પસાર થઈ ગયું હોય છે. માટે જો એહરામ બાંધ્યા વગર મીકાત વટાવી ગયો તો દમ દેવો પડશે. આવા

સંજોગોમાં તેણે નજીકની કોઈપણ મીકાત પર પહોંચી તહ્‌િયહ પઢી એહરામ બાંધી લેવો જોઈએ. પછી જ મક્કા મુકર્રમહમાં દાખલ થાય. આ પ્રમાણે કરવાથી દમ આપવો પડશે નહીં.

**મસ્અલો** : જે હાજીઓ દૂરના દેશોથી ૧૦ થી ૨૦ કલાકનો પ્રવાસ ખેડી આવે છે અને ઘેરથી એહરામ બાંધીને આવવું મુશ્કેલ હોય છે, તો તેઓ પ્રવાસ દરમ્યાન એહરામની ચાદરો નાની બેગમાં પોતાની પાસે રાખે અને જીદહ આવવાના બે કલાક પહેલાં શકય હોય તો ગુસલ અથવા વુઝૂ કરી એહરામ બાંધી લે અને એહરામની બે રકાત ઉભા–ઉભા અથવા બેસીને પઢી લે અને હજ અથવા ઉમરહની નિય્યત કરી લે.

**મસ્અલો** : વિમાન જો નજીકના કોઈ દેશ કે શહેરમાં થોડીક વાર રોકાવાનું હોય, જેમકે દમાસ્કસ, અમ્માન, કેરો, કુવૈત, દુબઈ અથવા રિયાઝ વગેરે તો ત્યાં ગુસલ કે વુઝૂ કરી એહરામ બાંધી શકે છે.

**મસ્અલો** : જો પહેલાં મદીના મુનવ્વરહ જવાની નિય્યત છે તો જીદહ એહરામ વગર ઉતરી શકે છે. ત્યારબાદ મદીના મુનવ્વરાથી વાપસી વખતે ઝુલ્હુલયફહ (અબયારે અલી)થી એહરામ બાંધી લે.

**મસ્અલો** : જે લોકો હજ પછી મદીના મુનવ્વરહ જાય છે અને મદીના મુનવ્વરહથી રવાના થતી વખતે એક વધુ ઉમરહ કરવા ચાહે છે તો તેમણે રસ્તામાં ઝુલ્હુલયફહથી જ એહરામ બાંધવું જરૂરી છે. જીદહ આવી સામાન રાખી જીદહ એહરામ બાંધવું સહીહ નથી. કારણકે મદીના મુનવ્વરાથી જ એમની નિય્યત ઉમરહ કરવાની છે. તો મીકાત (ઝુલ્હુલયફહ)થી એહરામ

વગર પસાર થવાથી દમ લાગુ પડશે અને ગુનેહગાર પણ થશે. પરંતુ જો મદીના મુનવ્વરહથી ઉમરહની નિય્યત ન હતી અને જીદ્દહ આવીને ટાઈમ હોવાને કારણે ઉમરહની નિય્યત કરી તો હવે જીદ્દહથી એહરામ બાંધવો સહીહ છે. કારણકે હવે તે હિલવાળાના હુકમમાં આવી ગયો.

**મસ્અલો** : જે લોકો નોકરી–ધંધા અર્થે મક્કા મુકર્રમહમાં રહે છે તેઓ જ્યારે પોતાના દેશમાં છુટ્ટીના દિવસો ગુજારી પાછા મક્કા મુકર્રમહ જાય છે અને એહરામ વગર અથવા જીદ્દહથી એહરામ બાંધે છે તો આ પ્રમાણે સહીહ નથી. આ પ્રમાણે કરવાથી ગુનાહ તથા દમ લાગુ પડશે. તેમણે પોતાના દેશના એરપોર્ટથી અથવા મીકાતથી એહરામ બાંધવો જોઈએ. મક્કા મુકર્રમહ પહોંચી પ્રથમ ઉમરહ કરે, પછી પોતાના કામ–ધંધામાં લાગે.

## ❁ એહરામના મસાઈલ ❁

હાજી જ્યારે હજની પાકી નિય્યત કરી તલ્બિયહ પઢે છે તો એના માટે અમુક હલાલ વસ્તુઓ હરામ થઈ જાય છે. એટલા માટે એને એહરામ કહે છે. સાથે ચાદરોને પણ એહરામ કહે છે.

**એહરામના પ્રકાર** : હજના ત્રણ પ્રકારોને લઈને એહરામના પણ ત્રણ પ્રકાર છે.

[૧] ફકત હજનો એહરામ બાંધવો એને ઈફરાદ કહે છે.

[૨] હજના દિવસોમાં પ્રથમ ફકત ઉમરહનો એહરામ બાંધવો અને ઉમરહ બાદ ૮ ઝિલ્હજજના હજનો એહરામ બાંધવો. એને તમત્તુઅ કહે છે.

[૩] હજના દિવસોમાં હજ અને ઉમરહ બંનેવનો સાથે એહરામ બાંધવો. પ્રથમ ઉમરહ કરવો અને ત્યારબાદ ૮મી ઝિલ્હજજ સુધી પણ એહરામમાં રહેવું અને આ જ એહરામમાં ૮મી તારીખથી હજની પ્રક્રિયા પણ શરૂ કરવી.

આ ત્રણેવ એહરામમાં નિય્યત અલગ–અલગ રીતે કરવાની છે. ઈફરાદમાં ફકત હજની નિય્યત કરવી. નિય્યત દિલમાં પણ કરી શકે છે અને શબ્દોમાં પણ ઉચ્ચાર કરી શકે છે. પોતાની ભાષામાં પણ અદા થઈ શકે છે અને અરબીના શબ્દો યાદ હોય તો તેમાં પઢવી બેહતર છે.

**નિય્યતના શબ્દો આ છે** : અય અલ્લાહ ! હું હજનો ઈરાદો કરૂં છું. તુ મારા માટે હજને આસાન ફરમાવ અને મારી હજને કુબૂલ ફરમાવ.

**તમુઅ** : તમત્તુઅમાં ફકત ઉમરહની નિય્યત કરવાની છે. નિય્યતના શબ્દો આ છે : અય અલ્લાહ ! હું ઉમરહનો ઈરાદો કરૂં છું. તુ મારા માટે એને આસાન ફરમાવ અને કુબૂલ ફરમાવ. ત્યારબાદ ૮ ઝિલ્હજજના હજ માટે ઉપર દર્શાવેલ ઈફરાદની નિય્યતના જેમ ફકત હજની નિય્યત કરે.

**કિરાન** : કિરાનમાં હજ અને ઉમરહની ભેગી નિય્યત કરવાની છે. તેના શબ્દો આ મુજબ છે : અય અલ્લાહ ! હું હજ અને ઉમરહ બંનેવનો ઈરાદો કરૂં છું. બંનેવને મારા માટે આસાન ફરમાવ અને કુબૂલ ફરમાવ.

**મસ્અલા** : તમત્તુઅનો એહરામ ઉમરહ પૂરો કર્યા બાદ બાલ કપાવ્યા કે મુંડાવ્યા પછી ખૂલી જશે અને ૮ ઝિલ્હજજ સુધી સામાન્ય કપડાં પહેરી શકશે. જ્યારે ઈફરાદ અને કિરાનમાં હજ પૂરી કર્યા બાદ સામાન્ય કપડાં પહેરી શકશે.

**મસ્અલા** : હજ અને ઉમરહ અદા કરવામાં ત્રણેવ પ્રકારના મસ્અલા એક જ પ્રમાણે રહેશે. ફકત એટલો ફર્ક રહેશે કે ૧૦ ઝિલ્હજ્જના મિનામાં કુર્બાની કરવી કારિન અને મુતમત્તિઅ માટે વાજિબ રહેશે. અને મુફરિદ માટે ફકત મુસ્તહબ છે.

**મસ્અલા** : જો કોઈએ ગુસલ, વુઝૂ કર્યા વગર અને એહરામની સુન્નતો પઢયા વગર એહરામ બાંધ્યું તો એ પ્રમાણે જાઈઝ છે, પરંતુ સુન્નત વિરૂદ્ધ કૃત્ય ગણાશે. માટે આ પ્રમાણે કરવું મકરૂહ છે.

## ❁ તલ્બિયહના મસાઈલ ❁

**મસ્અલા** : તલ્બિયહના ખાસ શબ્દો કહેવા સુન્નત છે, શર્ત નથી. જો કોઈ બીજા ઝિક્રના શબ્દો પઢી લીધા તો પણ એહરામ સહીહ થશે, પરંતુ તલ્બિયહ છોડવું મકરૂહ છે. એ જ પ્રમાણે અરબી ભાષામાં કહેવા અફઝલ છે. અને કોશીષ એ જ કરે કે અરબી ભાષામાં કહે. પરંતુ બીજી કોઈ ભાષામાં કહી આપ્યા તો પણ જાઈઝ છે.

**મસ્અલા** : ફર્ઝ અને નફિલ નમાઝ પછી પણ તલ્બિયહ પઢવું જોઈએ અને અય્યામે તશ્રીક (૯ ઝિલ્હજ્જથી ૧૩ ઝિલ્હજ્જની સાંજ સુધી)માં પ્રથમ તકબીર કહેવી જોઈએ. ત્યારબાદ તલ્બિયહ પઢે. જો પ્રથમ તલ્બિયહ પઢી લીધું તો હવે તકબીર માફ થઈ જશે, પરંતુ યાદ રહે કે તલ્બિયહ ૧૦મી તારીખની કાંકરી માર્યા બાદ બંધ થઈ જશે. બાકી દિવસોમાં ફકત તકબીર પઢે.

## ❁ એહરામ બાંધવાનો તરીકો (રીત) ❁

જ્યારે એહરામ બાંધવાનો ઈરાદો કરે ત્યારે પહેલાં ગુસલ કરે અને વુઝૂ કરવું પણ કાફી છે. સુન્નત એ છે કે નખ, મૂંછો,

બગલ તથા નાફ (દુંટી)ના બાલ વગેરે સાફ કરી લે. ઘણા માણસો આ બાબતમાં મસાઈલથી અંજાણ હોય છે. ઈસ્લામ સફાઈને પસંદ કરે છે. દર અઠવાડિયે આ વાળો સાફ કરવા મુસ્તહબ છે. ૪૦ દિવસથી વધુ સમય સુધી બગલ અને દુંટીની નીચેના વાળ સાફ ન કરવા મકરૂહે તહરીમી છે. માટે આનો ખાસ ખ્યાલ રાખવામાં આવે. તવાફ દરમિયાન એવા માણસો જોવામાં આવ્યા છે કે તેમના બગલના વાળ ઘણા મોટા અને બદનથી પસીનાની બદબૂ આવી રહી છે. કપડાં અને બદનને પાક–સાફ રાખવું મસ્જિદના આદાબમાંથી છે. ફરિશ્તાઓ અને બીજા નમાઝીઓને તકલીફ ન થાય તેનો ખ્યાલ રાખવો ખાસ જરૂરી છે.

એહરામ માટે બે (૨) ચાદરો સુન્નત છે. અને ચાદરોનું સફેદ હોવું અફઝલ છે, પરંતુ બીજો કોઈ કલર હશે તો પણ જાઈઝ છે. શરદીના લઈ ગરમ ચાદર પણ એહરામની જગ્યાએ ચાલી શકે છે. પરંતુ માથુ અને મોઢું ન ઢંકાય તેનો ખ્યાલ રાખવો જરૂરી છે.

એહરામ પહેર્યા બાદ સુન્નત એ છે કે બે રકાઅત નમાઝ પઢવામાં આવે, જે મકરૂહ વખતો (સૂર્યોદય–ઝવાલ–સૂર્યાસ્ત) ન હોય. એ જ પ્રમાણે ફજર બાદ સૂર્યોદય સુધી અને અસર બાદ સૂર્યાસ્ત સુધી પણ નફલ નમાઝ મકરૂહ છે. પહેલી રકાઅતમાં ''સૂરએ કાફિરૂન'' અને બીજી રકાઅતમાં ''સૂરએ કુલ્હુવલ્લાહુ અહદ'' પઢવી બેહતર છે. બીજી કોઈ સૂરત પઢશે તો પણ જાઈઝ છે.

આ નમાઝ પઢતી વખતે હજુ એહરામ શરૂ નથી થયો, માટે માથું ઢાંકી લે. ત્યારબાદ જે પ્રકારનો એહરામ બાંધવો

હોય તેવી નિય્યત કરે અને જુબાનથી પણ ગમે તે ભાષામાં તે શબ્દો કહેવા બેહતર છે. ત્યારબાદ તલ્બિયહના શબ્દો કહે. આ શબ્દો સારી રીતે યાદ કરી લેવામાં આવે.

لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ لَبَّيْكَ لَاشَرِيْكَ لَكَ لَبَّيْكَ

اِنَّ اَلْحَمْدَ وَالنِّعْمَةَ لَكَ وَالْمُلْكَ لَاشَرِيْكَ لَكَ.

**લબ્બયક અલ્લાહુમ્મ લબ્બયક, લબ્બયક લા શરીક લક લબ્બયક, ઈન્નલહમ્દ વન્નિઅમત લક વલ્મુલ્ક લા શરીક લક**

ફકત નિય્યત કરવાથી એહરામ શરૂ થતો નથી, બલ્કે તલ્બિયહથી શરૂ થાય છે. એટલા માટે તલ્બિયહ પઢતાં પહેલાં માથા ઉપરથી ચાદર હટાવી લે. સફર દરમિયાન વધુ પ્રમાણમાં તલ્બિયહ પઢતા રહે. ખાસ કરીને સવાર–સાંજ, ઉઠતાં–બેસતાં, મુલાકાત વખતે, સવારી પર, ઉંચાણ–નિચાણમાં ચઢતાં–ઉતરતાં પઢતા રહેવુ મુસ્તહબ છે. અને જ્યારે પણ તલ્બિયહ પઢે તો ત્રણ વખત ઉંચા અવાજથી પઢે. ફકત ઉમરહ કરવાવાળાએ તવાફ કરતી વખતે, હજરે અસ્વદને બોસો (ચુંબન) આપતી વખતે અને હજ પઢનારાઓ ૧૦ ઝિલ્હજ્જના રમી શરૂ કરતાં જ તલ્બિયહ બંધ કરવી જોઈએ. ઉપર દર્શાવ્યા પ્રમાણે તલ્બિયહ પઢતા જ એહરામ શરૂ થઈ જાય છે. માટે જો કોઈ એરપોર્ટ ઉપર જ એહરામ બાંધવા માંગે તો નમાઝ પઢી તલ્બિયહ ન પઢે. વિમાનમાં બેસીને જ્યારે તલ્બિયહ પઢશે ત્યારથી એહરામ શરૂ થશે. એટલા માટે શાંતિથી પઢે, ઉતાવળ ન કરે. કારણકે અમુક વખતે એરપોર્ટ ઉપર એવા સંજોગો ઉપસ્થિત થાય છે કે એક–બે દિવસ મોડુ પણ થઈ જાય છે. એવી હાલતમાં એહરામની શર્તોનો ખ્યાલ રાખવો મુશ્કેલ થઈ

જાય છે. મકરૂહ વખત હોય તો નમાઝ પઢયા વગર નિય્યત કરી તલ્બિયહ પઢે.

## સિવેલા કપડામાં એહરામ બાંધી મક્કા મુકર્રમહમાં દાખલ થવું

સાઉદી હુકૂમત તરફથી મક્કા મુકર્રમહની હદની બહાર રહેનારા ત્યાંના રહેવાસીઓ જે પોતાની હજ કરી ચૂકયા છે. તેમના ઉપર પાબંદી હોય છે કે તેઓ બીજા વખત હજ ન કરે. એટલા માટે કે સાઉદી લોકોની ભીડના કારણે બહારથી આવનારા હાજીઓને પરેશાની થાય છે. માટે જે પણ એહરામ બાંધીને મક્કા રવાના થાય છે તેમને રસ્તામાં જ અટકાવી તે જ રસ્તે પાછા મોકલી આપવામાં આવે છે. પરંતુ આ લોકો તે જ દિવસોમાં વગર એહરામે મક્કા જાય તો તેમને રોકવામાં નથી આવતા. આવી હાલતમાં મદીના મુનવ્વરહ, તાઈફ, જીદ્દહ વગેરેમાં રહેવાવાળા હજનો શોખ ધરાવનારા જેઓ હજમાં જવા ઈચ્છે છે, પરંતુ એહરામના કપડા પહેરી દાખલ નથી થઈ શકતા અને સિવેલ કપડા પહેરી દાખલ થઈ શકે છે, તો એમના મસ્અલાનો હલ એ છે કે, તેઓ સિવેલ કપડામાં જ મીકાત અથવા મીકાતથી પહેલા તલ્બિય્યહ પઢીને એહરામ બાંધીને (અને એહરામ હજની નિય્યતથી તલ્બિય્યહ પઢવાનુ નામ છે, વગર સિવડાવેલ કપડા પહેર્યાનું નામ નથી. માટે તેઓ કપડા પહેરીને એહરામ બાંધીને) કલાકોની ગણતરીમાં મક્કા મુકર્રમહમાં દાખલ થઈ જાય છે અને પછી મક્કા મુકર્રમહમાં દાખલ થઈને તરત જ સિવેલ કપડાં ઉતારી નાખી સિલાઈ વગરના કપડા પહેરી લે અને એક સદ્કએ ફિત્રની કિંમત અદા કરી દે. આ સૂરતમાં કોઈ ‘દમ’ લાગુ નહીં પડે,

એક સદ્કએ ફિત્ર બસ છે. એટલા માટે કે ‘દમ’ તે વખતે વાજિબ થાય છે જ્યારે કે પૂરેપૂરો એક દિવસ અથવા એક રાત એટલે કે ૧૨ કલાક લગાતાર સિવેલ કપડા પહેરી રાખે.

## એહરામની હાલતમાં સિવેલ લૂંગી પહેરવી

એવુ દરેક કપડું પહેરવુ મર્દોના માટે જાઈઝ નથી, જે શરીરનો ઢાંચો (ફિટીંગ) અને બનાવટ પ્રમાણે સિવેલ કે બનાવેલ હોય, જેવી કે ટોપી, ગંજી, કૂર્તો, પાયજામો, સલ્વાર, ઝભ્ભો, બંદી, શિરવાની વગેરે. આ બધા કપડા કોઈને કોઈ રીતે શરીરના ઢાંચા પ્રમાણે બનેલા હોય છે. માટે તેમને પહેરવા જાઈઝ નથી. હાં, સિવેલ લૂંગી કરાહત વગર પહેરવી જાઈઝ છે. એવી જ રીતે એહરામની બે ચાદરોમાંથી એકને લુંગીની જેમ સીવી લેવામાં આવે, જેથી ચાલતી વખતે જાંઘ અને સતર ન ખુલે તો વગર કરાહતે જાઈઝ છે.

## ❋ એહરામના વાજિબો ❋

૧. મીકાતથી એહરામ બાંધવુ.
૨. એહરામમાં જે વસ્તુઓથી રોકવામાં આવ્યા છે, તેનાથી રોકાઈ જવુ.

## ❋ એહરામની સુન્નતો ❋

૧. હજના મહિનામાં હજનું એહરામ બાંધવુ.
૨. પોતાના દેશની મીકાતથી એહરામ બાંધવુ (જ્યારે જ્યાંથી પસાર થાય).
૩. ગુસલ અથવા વુઝૂ કરવુ.
૪. બે રકાઅત નમાઝ પઢવી.
૫. ત્રણ વખત તલ્બિયહ પઢવી.

૬. તલ્બિયહ મોટા અવાજે પઢવુ. (ઓરતોએ ધીમા અવાજે પઢવુ.)

## ❋ એહરામના મુસ્તહબો ❋

૧. એહરામ બાંધતાં પહેલાં શરીરનો મેલ સાફ કરવો.

૨. હાથ–પગના નખ કાપવા.

૩. બગલના બાલ કાપવા.

૪. દુંટીની નીચેના બાલ સાફ કરવા.

૫. સફેદ અથવા ગમે તે રંગની ધોઈલી ચાદરો પહેરવી.

૬. જુબાનથી એહરામની નિય્યત કરવી.

૭. મીકાતથી પહેલાં એહરામ બાંધી લેવુ.

**મસ્અલો :** જો દિલમાં કિરાનની નિય્યત કરી અને મોઢેથી ઈફરાદ અથવા તમત્તુઅ નીકળી ગયુ, તો દિલની નિય્યતનો એઅતેબાર થશે, મોઢેથી નીકળેલા શબ્દોનો એઅતેબાર થશે નહીં.

## એહરામની હાલતમાં જે કામો કરવાની મનાઈ છે

૧. એહરામની હાલતમાં પત્નીને બોસો (ચુંબન) આપવો અને એ પ્રમાણેની વાતો કરવી.

૨. કોઈ ગુનાહનું કામ કરવુ. જો કે એહરામ વગર પણ ગુનાહનું કામ કરવુ જાઈઝ નથી.

૩. સાથીઓ અને બીજા લોકો સાથે લડાઈ–ઝઘડો કરવો.

૪. શિકાર ખેલવો અથવા શિકારીની મદદ કરવી. શિકારને ભગાડવો, પરંતુ દરિયાઈ, તળાવ, નહેરનો શિકાર જાઈઝ છે.

૫. પોતાના શરીર કે કપડાં પરથી જૂ મારવી અથવા અલગ કરી ફેંકી દેવી અથવા જૂ મારવા માટે કપડું તડકામાં નાંખવુ.

૬. પુરૂષોએ સિવેલા કપડાં, કુર્તો, પાયજામા, કોટ–પાટલુન વગેરે પહેરવા. પરંતુ પૈસા રાખવા માટે પટ્ટો પહેરવો જાઈઝ છે.

૭. એવો જોડો પહેરવો કે જેનાથી પગના ઉપરની વચલી હાડકી ઢંકાય જાય.

૮. કોઈપણ પક્ષીની પાંખો કાતરી નાંખવી અથવા તોડી નાંખવી તેમજ તેનું ઈંડું ફોડી નાંખવુ.

૯. ખુશ્બૂ લગાડવી, નખ, બાલ કાતરવા તેમજ કતરાવવા.

૧૦. પુરૂષોએ માથુ છુપાવવુ, પુરૂષો અને સ્ત્રીઓએ મોઢા ઉપર કપડું નાંખવુ.

જે વ્યકિત એહરામની હાલતમાં મરણ પામે તો તેના કફન–દફનની દરેક રીત એહરામ વગરની વ્યકિતના જેમ છે. એટલે કે કાફૂર તથા ખુશ્બૂ લગાડી શકે છે.

## એહરામની હાલતમાં જે કામો કરવા મકરૂહ છે

૧. શરીરનો મેલ કાઢવો, ખુશ્બૂવાળો સાબુ વાપરવો.

૨. માથામાં તેમજ દાઢીમાં કાંસકી કરવી. માથાને અથવા દાઢીને એ પ્રમાણે ખજવાળવુ કે બાલ અથવા જુ પડી જવાનો ભય હોય, મકરૂહ છે. પરંતુ બાલ અથવા જુ ન પડે એ રીતે ખજવાળવુ જાઈઝ છે.

૩. દાઢીમાં ખિલાલ કરવુ મકરૂહ છે. અને જો ખિલાલ કરે તો એ રીતે કરે કે વાળ ન ખરે.

૪. લુંગીના બંનેવ છેડાને આગળથી સીવવુ મકરૂહ છે. જો કોઈ માણસ સતર છુપાવવાના ઈરાદાથી સીવી લે તો જાઈઝ છે.

૫. ચાદરને ગાંઠ લગાડી ગળામાં પહેરવુ મકરૂહ છે.

૬. ચાદર લુંગીને ગાંઠ લગાડી અથવા દોરડી, સોય, પીન વગેરે લગાડવુ મકરૂહ છે.

૭. ખુશ્બૂને પકડવુ, સુંઘવુ અથવા ખુશ્બૂવાળાની દુકાને ખુશ્બૂ સુંઘવાના ઈરાદાથી બેસવુ તથા ખુશ્બૂદાર ઘાસ સુંઘવુ મના છે. ઈરાદા વગર ખુશ્બૂ આવી જાય તો વાંધો નથી.

૮. માથા અને મોઢા (ચહેરા) સિવાય શરીરના બીજા ભાગો ઉપર પટ્ટી બાંધવી મકરૂહ છે. જરૂરત હોય તો મકરૂહ નથી.

૯. કા'બા શરીફના પરદાની નીચે (મુલ્તઝમ) પાસે એવી રીતે ઉભા રહે કે તે પરદો મોઢા અથવા માથાને લાગે તો મકરૂહ છે, પરંતુ જો ન લાગે તો મકરૂહ નથી.

૧૦. નાક અને મોઢાંને કપડાંથી છુપાવવુ મકરૂહ છે. હાથથી મના નથી.

૧૧. ઉલ્ટુ સુવું મકરૂહ છે. માથુ અથવા ગાલ તકીયા પર રાખવુ જાઈઝ છે.

૧૨. ખુશ્બૂદાર ખાણું પકાવ્યા વગર મકરૂહ છે. પકાવેલુ મકરૂહ નથી.

## એહરામની હાલતમાં જે કામો કરવા જાઈઝ છે

૧. જરૂરતના લઈ ગરમ અથવા ઠંડા પાણીથી મેલ દૂર કરવા વગર અને સાબુ લગાડવા વગર ગુસલ કરવું જાઈઝ છે.

૨. રાંધેલું ખુશ્બૂદાર ખાણું ખાવુ જાઈઝ છે.

૩. માથુ તકીયા ઉપર મુકવુ જાઈઝ છે.

૪. કફની, કુર્તો, ઝભ્ભો વગેરેને ચાદર જેવુ ઓઢવુ જાઈઝ છે, પરંતુ બેહતર નથી.

૫. ઘરમાં બેસવુ, તંબુમાં જવુ, છત્રી ઓઢવી, ઝાડના છાયા

નીચે બેસવુ, કપડાં ધોવા, વીંટી પહેરવી, આરસીમાં જોવુ, દાતણ કરવુ, દાંત કાઢવો, તૂટેલા નખને કાતરવો, ખુશ્બૂ વગરનો સુરમો લગાડવો, ચાંદુ ફોડવુ, ઈન્જેકશન લેવુ, કોલેરાની રસી મુકાવવી જાઈઝ છે.

૬. મોઢુ અને માથા વગર શરીરના બધા ભાગોને છુપાવવુ, કાન, ગરદન, હાથ–પગોને પણ છુપાવવા જાઈઝ છે.

૭. પેટી, થેલી–બેગ, તપેલુ, દેગ વગેરે માથા ઉપર ઉઠાવવુ જાઈઝ છે.

૮. એલચી, લવીંગ તેમજ ખુશ્બૂ વગરનું તંબાકુવાળુ પાન ખાવુ જાઈઝ છે. ખુશ્બૂદાર તંબાકુ ખાવુ મકરૂહ છે.

૯. ખુશ્બૂદાર વસ્તુ કાચી ખાવી મકરૂહ છે. પરંતુ ચાવલ વગેરેમાં પકાવી ખાવી જાઈઝ છે.

૧૦. એવા અશ્આર (કવિતા) ગાવી, જેમાં ગુનાહની વાત ન હોય તો જાઈઝ છે.

૧૧. શરીર ઉપર ઘી, ચરબી, તેલ લગાડવુ જાઈઝ છે અને ખાવુ પણ જાઈઝ છે.

૧૨. શરીરને એવી રીતે ખંજવાળવુ કે વાળ ન ખરે જાઈઝ છે.

૧૩. શરીરના ફાટેલા ભાગોમાં ખુશ્બૂ વગરનું તેલ કે ચરબી લગાડવી જાઈઝ છે.

૧૪. એહરામની હાલતમાં ફકત નિકાહ પઢવુ જાઈઝ છે, પરંતુ સંભોગ કરવો જાઈઝ નથી.

૧૫. એહરામની હાલતમાં ફર્ઝ ગુસલ સિવાય ઠંડક માટે ગુસલ કરી શકે છે. એહતેલામ (સ્વપ્નદોષ)ને કારણે એહરામ ફાસિદ થતો નથી.

૧૬. તકલીફ આપનાર જાનવરો (સાંપ–વીંછી, ભીંગારી, મધમાખી) વગેરે મારવુ જાઈઝ છે.

## ❁ નાના બાળકોના એહરામના મસાઈલ ❁

**મસ્અલો** : નાની ઉંમરના બાળકો પોતે હોશિયાર અને સમજદાર છે તો તે પોતે એહરામ બાંધે અને સમજદાર નથી તો તેના વાલી તેના તરફથી એહરામ બાંધે. એ જ પ્રમાણે જે અરકાન બાળક અદા કરી શકે છે તે કરે અને બીજા અરકાન વાલી કરે. પરંતુ તવાફની બે રકાઅત બાળક પાસે પઢાવે, વાલી ન પઢે. સમજદાર ન હોય તેવા બાળકને ખોળામાં ઉઠાવી તવાફ કરે અને સમજદાર પોતે તવાફ, સઈ, રમી, વુકૂફે અરફાત વગેરે કરે.

**મસ્અલો** : વાલીએ બાળકને બની શકે ત્યાં સુધી એહરામની હાલતમાં મના કરેલી વસ્તુઓથી બચાવવો જોઈએ, પરંતુ જો કોઈ મના કરેલ કામ બાળક કરી લેશે તો તેનો કોઈ બદલો (દમ, સદકો) ન બાળક પર લાગુ પડશે, ન વાલી પર લાગુ પડશે. બલ્કે માફ થઈ જશે.

**મસ્અલો** : બાળક ઉપર હજ ફર્ઝ નથી. માટે આ હજ નફલી ગણાશે.

## ❁ મકકા મુકર્રમહના અદબો ❁

હરમ શરીફની હદમાં પ્રવેશ એ હકીકતમાં અલ્લાહ રબ્બુલ ઈઝઝતના દરબારમાં પ્રવેશવુ છે. આ સદ્ભાગ્ય ખુશનસીબોને પ્રાપ્ત થાય છે. માટે ઘણી જ વિનમ્રતા અને આશિકાના ચાલ સાથે પોતાના ગુનાહોની શરમિંદગી અને તૌબા ઈસ્તિગફાર કરતા દાખલ થાય. દાખલ થતાં પહેલાં ગુસલ કરવુ સુન્નત છે. જે જીદહથી પણ કરી શકે છે.

અમુક લોકો એવું કરે છે કે, મક્કા મુકર્રમહ પહોંચીને ન તો સામાન ઠેકાણે મુકે છે અને ન થાકલો દૂર કરે છે. શોખમાં ને શોખમાં હરમ શરીફ પહોંચીને અરકાન અદા કરવા લાગે છે. આ દરમિયાન કદી તો સામાનની ફિકર સતાવે છે અથવા થાકલાના કારણે આરામથી તવાફ નથી કરી શકતા. માટે આ વસ્તુનો ખ્યાલ રાખવો જરૂરી છે. જ્યારે આપ (સલ.) પાસે કબીલએ અબ્દુલ કૈસનું જુથ (મંડળ) આવ્યું તો આ જુથના બધા લોકો મુલાકાતના શોખમાં તરત જ આપ (સલ.) ની સેવામાં હાજર થઈ ગયા. પણ તેમના સરદાર હઝરત અસજ્જ અબ્દુલ કૈસ આરામની સાથે ગુસલ કરીને કપડાં બદલીને મુલાકાત માટે હાજર થયા. આપ (સલ.)એ ફરમાવ્યુ કે, તમારી આ આદત અલ્લાહપાકને વધુ પ્રિય છે. *[તિરમિઝી શરીફ]* આપણે સૌ મુસલમાનોએ દરેક કામમાં આરામ અને સુકૂનનો રસ્તો પસંદ કરવો જોઈએ.

આ વાતનો જરૂર ખ્યાલ રાખે કે કદી પણ મોટી રકમ લઈ હરમ શરીફમાં દાખલ ન થાય. એટલા માટે કે તવાફ દરમિયાન મોટી મોટી રકમો ઉડાવી લેવામાં આવે છે. તમે સારૂ ગુમાન રાખી તવાફ માટે કદી પણ ન જશો. ઘણા બધા લોકો હજ કરવા નથી આવતા, પરંતુ તેઓ ચોરી કરવા અને ખિસ્સા કાપવા આવે છે. જે દર હકીકત હાજી નહીં, પરંતુ હાજીની શકલમાં ચોર અને ડાકુ હોય છે. કોઈના ચહેરા પર લખેલુ નથી હોતુ કે કોણ ચોર છે અને કોણ હાજી છે ! ઘણા લોકો એવા જોવા મળ્યા કે જેઓ સારૂ ગુમાન લઈ સારા ગુમાનમાં પૈસા લઈને હરમ શરીફમાં પહોંચ્યા, અને ત્યાંથી રડતા પાછા આવ્યા અને ઘણા લોકો તો ખિસ્સુ કપાઈ ગયા પછી હરમ શરીફમાં જ

લોકોથી માંગવા લાગે છે. ખિસ્સા કાપુઓ મોટેભાગે હજરે અસ્વદની પાસે તાકમાં જ હોય છે. એટલા માટે તમો મોટી રકમ લઈ હરમ શરીફ ન જશો. વીસ–પચ્ચીસ રીયાલ જરૂરતના પ્રમાણે સાથે રાખો કે જેથી આ રકમ બરબાદ પણ થઈ જાય તો વધારે નુકસાન અને પરેશાનીનો સામનો ન થાય. રૂપિયા–પૈસાની બાબતમાં દરેક પર ભરોસો કરવો સારૂ નથી, માટે આ બધી વસ્તુઓનો ખાસ ખ્યાલ રાખે.

**મસ્અલા** : મસ્જિદે હરામમાં બાબુસ્સલામથી દાખલ થવુ અફઝલ છે. અને જો ઉમરહનો એહરામ બાંધ્યો હોય તો બાબુલ્ઉમરહથી પ્રવેશે. બાબુસ્સલામ સિવાય બીજા કોઈપણ દરવાજાથી પોતાની સહુલત પ્રમાણે દાખલ થઈ શકે છે.

બાબુસ્સલામ (સલામગેટ) સફા–મરવાની વચમાં લીલી લાઈટોની નજીક છે. પ્રવેશતી વખતે

بِسۡمِ اللّٰهِ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوۡلِ اللّٰهِ.

**''બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહ**
પઢી જમણો પગ મસ્જિદમાં મુકે અને દુરૂદ શરીફ પઢી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ افۡتَحۡ لِیۡ اَبۡوَابَ رَحۡمَتِکَ وَسَهِّلۡ لَنَا اَبۡوَابَ رِزۡقِکَ.

**''અલ્લાહુમ્મફ્ત્ડ તહ્ડલી અબ્વાબ રહ્ડમતિક વ સહિહલ લના અબ્વાબ રિઝકિક્.**

મસ્જિદમાં દાખલ થતી વખતે એઅતેકાફની નિય્યત કરવી મુસ્તહબ છે.

જયારે બયતુલ્લાહ શરીફ પર પહેલી નજર પડે તો ત્રણ વખત

اَللّٰهُ اَكْبَرُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ.

**''અલ્લાહુ અકબર લા ઈલાહ ઈલ્લલ્લાહ** પઢે. તકબીરે તશ્રીક પણ પઢી શકે છે. ત્યારબાદ તલ્બિયહ પઢે. દુરૂદ શરીફ પઢે. પછી જે દુઆ માંગવી હોય તે દુઆ માંગે. આ સમય અને જગ્યા બંનેવ દુઆ કબૂલ થવાના છે. હદીષ શરીફમાં છે કે, બયતુલ્લાહ પર પ્રથમ નજરે જે દુઆ થાય છે તે કબૂલ થાય છે. માંગવામાં કંજૂસાઈથી કામ ન લે, બલ્કે પોતાના માટે, સગાં–સંબંધીઓ માટે તથા મુસલમાનો માટે દીન દુન્યાની ભલાઈ માટે માંગે. શાંતિથી દુઆ માંગી શકે તે માટે બુઝુર્ગોનું કથન છે કે, હરમ શરીફમાં નજર ઝુકાવીને ચાલે અને સારી સુકૂનવાળી જગ્યા મળે, જ્યાંથી બયતુલ્લાહ સારી પેઠે દેખાય શકતું હોય ત્યાં ઉભા રહી દુઆ માંગે.

મસ્જિદે હરામમાં ''તહિય્યતુલ મસ્જિદ'' ન પઢે. કારણકે આ મસ્જિદનો 'તહિય્યહ' તવાફ જ છે. જો તવાફની ગુંજાઈશ ન હોય અને મકરૂહ વખત પણ ન હોય તો તહિય્યતુલ મસ્જિદ પઢી શકે છે. મસ્જિદમાં શાંતિથી તવાફ વગેરે થઈ શકે એ માટે પ્રથમ પોતાનો સામાન વગેરે પોતાના રૂમ ઉપર મૂકી દે અને ગુસલ વગેરે કરી શાંતિથી મસ્જિદમાં પ્રવેશે.

મસ્જિદે હરામમાં નમાઝની ફઝીલત જગતની બધી જ મસ્જિદોથી વધારે છે. એક નમાઝનો સવાબ એક લાખ નમાઝો બરાબર છે. માટે પુરૂષોએ હરમ શરીફમાં નમાઝ પઢવાનો ખાસ એહતેમામ (તૈયારી) કરવો જોઈએ. બજારોમાં હરવા–ફરવા અને શોપીંગમાં હરમ શરીફની જમાઅતો સાથે નમાઝો ન છૂટે. એ જ પ્રમાણે ઘણા ભાઈઓ પોતાની બિલ્ડીંગથી

નજીકની મસ્જિદોમાં નમાઝ પઢી લે છે અને હરમ શરીફની નમાઝથી મહરૂમ રહે છે. આ ઘણી મોટી મહરૂમીની વાત છે કે, એક લાખ નમાઝોના સવાબની કદ્ર નથી કરતા. કોઈ ઉઝર વગેરે હોય તો પોતાના રૂમ કે નજીકની મસ્જિદમાં પણ પઢી શકે છે, પરંતુ કોશિષ એ કરે કે હરમ શરીફમાં જ નમાઝ પઢે.

**મસ્અલો :** જ્યારે ઈમામ સાહબ મતાફ (ખુલ્લી જગ્યા)માં નમાઝ પઢાવતા હોય તો એમની લાઈનમાં જે સફ હોય તે લોકોએ ખાસ ખ્યાલ રાખવો જોઈએ કે ઈમામ સાહબ અને કા'બા શરીફની વચમાં જેટલુ અંતર હોય તેનાથી એમનું અને કા'બાની વચમાં અંતર વધારે હોવુ જરૂરી છે. મતલબ કે સફમાં પોતે ઈમામથી આગળ ન નીકળી જાય. નહિ તો એમની નમાઝ થશે નહીં. આ શર્ત ફકત ઈમામ સાહબની લાઈનવાળા માટે છે. બીજી ત્રણ દિશાવાળામાંથી જો કોઈ ઈમામ સાહબ કરતાં કા'બા શરીફની વધુ નજીક ઉભો રહેશે તો તેની નમાઝ થઈ જશે. [ઈમામના મ્હોં સામે જે નમાઝીની પીઠ થશે, તે ઈમામથી આગળ હોવાથી તેની નમાઝ નહીં થાય.]

## ❃ તવાફની ફઝીલત ❃

કુર્આન શરીફ અને હદીષ શરીફમાં તવાફની ઘણી ફઝીલતો દર્શાવવામાં આવી છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદી. ફરમાવે છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા કા'બા શરીફ ઉપર હર ઘડી એકસો વીસ (૧૨૦) રહમતો ઉતારે છે. જેમાંથી સાઠ (૬૦) તવાફ કરવાવાળા ઉપર અને ચાલીસ (૪૦) નમાઝ પઢનારા ઉપર અને વીસ (૨૦) કા'બા શરીફને જોવાવાળાઓ ઉપર. *[તબરાની]*

મક્કા મુકર્રમહના રોકાણ દરમ્યાન જેટલા બની શકે તેટલા તવાફ કરવા જોઈએ. આ નેઅમત ફકત હરમ શરીફમાં જ મળી શકે છે. માટે વધુ વખત તવાફમાં અને કા'બા શરીફને જોવામાં ગુઝારવો જોઈએ.

## ❁ તવાફના પ્રકાર ❁

**﴾૧﴿ તવાફે કુદૂમ :** આફાકી જ્યારે પહેલી વખતે એહરામની હાલતમાં મસ્જિદે હરામમાં દાખલ થાય તો જે તવાફ કરશે તેને તવાફે કુદૂમ તથા તવાફે તહિય્યહ કહે છે. પરંતુ આ તવાફ ફકત હજ્જે ઈફરાદ અને હજ્જે કિરાનનો એહરામ બાંધવાવાળાઓ માટે સુન્નત છે. ફકત ઉમરહ કે તમત્તુઅનો એહરામ બાંધનાર માટે સુન્નત નથી. એ જ પ્રમાણે મક્કાવાસીઓ માટે પણ નથી. હાં, જો કોઈ મક્કાવાસી મીકાતની હદથી બહાર જઈ ત્યાર બાદ ઈફરાદ કે કિરાન હજ કરવા માટે મક્કા શરીફ આવે તો તેના માટે સુન્નત છે.

**﴾૨﴿ તવાફે ઝિયારત :** આ તવાફને તવાફે રૂકન, તવાફે હજ અને તવાફે ફર્ઝ પણ કહે છે. આ હજ્જનો રૂકન છે. એના વગર હજ્જ પુરી થતી નથી. ૧૦મી ઝિલ્હજ્જની વહેલી સવાર (સુબ્હે સાદિક)થી લઈ ૧૨મી ઝિલ્હજ્જની સાંજ સુધીમાં કરવો વાજિબ છે. ત્યારબાદ કરવાથી દમ વાજિબ થશે.

**નોંધ :** તવાફે ઝિયારતમાં રમલ અને ઈજતિબાઅ કરવાનો છે. જો એહરામ ખોલી સામાન્ય કપડાં પહેરી લીધા હોય તો પછી ઈઝતિબાઅ નહીં થાય. ત્યારબાદ સઈ પણ કરવાની છે. પરંતુ જો તવાફે કુદૂમ પછી સઈ કરી લીધી હોય તો પછી રમલ અને સઈ ન કરે.

**{૩} તવાફે વિદાઅ :** એને તવાફે સદ્ર પણ કહે છે. આ તવાફ આફાકી ઉપર વાજિબ છે. આ તવાફમાં રમલ, ઈઝતેબાઅ તથા સઈ કરવાની નથી.

**{૪} તવાફે ઉમરહ :** ઉમરહમાં રૂકન અને ફર્ઝ છે. આ તવાફમાં રમલ, ઈઝતિબાઅ અને સઈ પણ કરવાની છે.

**{૫} તવાફે નઝર :** નઝર (મન્નત) માનનારા ઉપર આ તવાફ વાજિબ થાય છે.

**{૬} તવાફે તહિય્યહ :** મસ્જિદે હરામમાં દાખલ થવા માટે મુસ્તહબ છે, પરંતુ જો કોઈ બીજો પણ તવાફ કરી લીધો તો તેમાં તવાફે તહિય્યહ શામેલ થઈ જશે.

**{૭} તવાફે નફલ :** જ્યારે દિલ ચાહે ત્યારે આ તવાફ થઈ શકે છે.

## ❋ તવાફના વાજિબો ❋

૧. નાની–મોટી નાપાકીથી પાક થઈને તવાફ કરવો. વુઝૂ, ગુસલની હાજત હોય તો વુઝૂ, ગુસલ કરી લેવું.

૨. સતર (શર્મગાહ)ના અવયવોને સારી રીતે ઢાંકવા.

૩. પગપાળા ચાલવા શકિતમાન હોય તો પગપાળા તવાફ કરવો.

૪. જમણી તરફથી તવાફ શરૂ કરવો.

૫. હતીમને શામિલ કરી તવાફ કરવો.

૬. પુરો તવાફ કરવો, એટલે કે તવાફના વધુ ચક્કર (ચાર ચક્કર) સાથે બીજા ત્રણ ચક્કર મીલાવીને સાત ચક્કર પુરા કરવા.

૭. દરેક તવાફ પછી બે રકઅત નમાઝ પઢવી.

**નોંધ :** વાજિબનો હુકમ એ છે કે, કોઈ એક પણ વાજિબ છોડી દેશે તો ફરીથી તવાફ કરવો વાજિબ થશે. જો ફરીથી નહીં કરે તો જઝા (દમ) વાજિબ થશે.

## ❋ તવાફની હરામ વાતો ❋

૧. નાપાકી (જનાબત) અથવા માસિક કે સુવાવડવસ્થામાં તવાફ કરવો.

૨. સતરનો એટલો ભાગ નગ્ન રાખી તવાફ કરવો, જે નમાઝમાં ખુલ્લો રહેવાથી નમાઝ નથી થતી (એટલે કે ચોથો ભાગ કે એથી વધુ અંગ ખુલ્લો રાખવો).

૩. કોઈ કારણ વગર સવારી પર અથવા કોઈના ખભે ચઢી અથવા પેટ કે ઘૂંટણિએ ઉંધા પડીને અથવા ડાબી બાજુએથી તવાફ કરવો.

૪. તવાફ કરતી વેળા હતીમની વચ્ચેથી પસાર થવું.

૫. તવાફમાં કોઈ ચક્કર અથવા ચક્કરનો કોઈ ભાગ છોડી દેવો.

૬. હજરે અસ્વદ સિવાય કોઈ બીજા સ્થળેથી તવાફ શરૂ કરવો.

૭. તવાફ દરમ્યાન કા'બા શરીફ તરફ છાતી કરવી મકરૂહ છે, પરંતુ હજરે અસ્વદ પાસે પહોંચી હજરે અસ્વદ તરફ મોઢુ કરવુ જાઈઝ છે. રૂકને યમાનીને ઈસ્તિલામ કરતી વખતે પણ ચહેરો કા'બા શરીફ તરફ થઈ જાય તો વાંધો નથી.

૮. તવાફમાં જે વસ્તુઓ વાજિબ છે, તેમાંથી કોઈ વસ્તુ છોડી દેવી.



# ❋ તવાફના મકરૂહ કામો ❋

૧. તવાફ દરમ્યાન બિનજરૂરી વાતચીત કરવી.

૨. ખરીદ–વેચાણ કરવું અથવા તે અંગે વાતચીત કરવી.

૩. ઉંચા અવાજે ઝિક્ર કે દુઆ માંગવી.

૪. નાપાક કપડામાં તવાફ કરવો.

૫. રમલ અને ઈઝતિબાઅને કારણ વગર છોડી દેવો.

૬. હજરે અસ્વદનો ઈસ્તિલામ ન કરવો.

૭. હજરે અસ્વદ સામે આવ્યા પહેલાં જ હાથ ઉંચા કરી લેવા.

૮. તવાફના ચક્કરો વચ્ચે બીજા કોઈ કામમાં લાગી જવુ અથવા વગર કારણે રોકાઈ જવુ.

૯. તવાફ દરમ્યાન કોઈપણ જગ્યાએ દુઆ માટે થોભી જવુ. (ચાહે મકામે ઈબ્રાહીમ હોય કે કા'બા શરીફની ચોખટ હોય.)

૧૦. તવાફ દરમ્યાન ખાવુ.

૧૧. બે અથવા બેથી વધુ તવાફ એક સાથે કરવા અને વચમાં બે રકઅત તવાફની અદા ન કરવી, પરંતુ મકરૂહ સમયે બે–ત્રણ તવાફ એક સાથે કરી લેવા જાઈઝ છે.

૧૨. ખુત્બા વખતે તવાફ કરવો.

૧૩. ફર્ઝ નમાઝની તકબીર અને ઈકામત થતી હોય ત્યારે તવાફ શરૂ કરવો.

૧૪. તવાફની નિય્યત સમયે તકબીર કહયા વગર બંને હાથ ઉઠાવવા.

૧૫. તવાફ દરમ્યાન દુઆ માટે હાથ ઉઠાવવા અને નમાઝની જેમ બાંધવા.

૧૬. પેશાબ–સંડાસની હાજત હોય એવા સમયે તવાફ કરવો.

૧૭. કોઈ કારણ વગર ચપ્પલ (સ્લીપર) પહેરી તવાફ કરવો.

## ❁ તવાફ દરમ્યાન જાઈઝ કામો ❁

૧. સલામ કરવી અથવા સલામનો જવાબ આપવો.

૨. છીંક આવવાને લઈ અલ્હમ્દુલિલ્લાહ પઢવું.

૩. તવાફ દરમ્યાન મસ્અલો પૂછવો અથવા બતાવવો.

૪. જરૂરતને લઈ વાતચીત કરવી.

૫. દુઆ છોડી આપવી અથવા કાંઈપણ પઢયા વગર ચૂપચાપ તવાફ કરવો.

૬. અલ્લાહ તઆલા કે રસૂલ (સલ.)ની શાનમાં હમ્દ, નઅત વગેરે ધીમેથી (કોઈને તકલીફ ન થાય તેમ) પઢવું.

૭. પાક જોડા–ચપ્પલ પહેરી તવાફ કરવો.

૮. બીમારી કે મજબુરીને લઈ ડોલીમાં તવાફ કરવો.

૯. ધીમે ધીમે કુર્આન શરીફ પઢવું.

## ❁ તવાફની સુન્નતો ❁

૧. હજરે અસ્વદનો ઈસ્તિલામ કરવો.

૨. ઈઝતિબાઅ કરવો (એહરામની ચાદર હોય તો).

૩. પહેલા ત્રણ ચક્કરોમાં રમલ કરવો.

૪. બાકીના ચક્કરોમાં ન કરવો સુન્નત છે.

૫. તવાફ પછી સઈ કરનારે સઈ પહેલાં હજરે અસ્વદને બોસો આપવો.

૬. હજરે અસ્વદની સામે ઉભા રહી તકબીર વખતે બન્નેવ હાથ તકબીરે તહરીમા-નમાઝની તકબીરની જેમ ઉઠાવવા.

૭. હજરે અસ્વદથી તવાફની શરૂઆત કરવી. (આ વધુ પડતા ઉલમાના કથનુસાર) સુન્નત છે અને હનફી પંથમાં ઝાહિરૂ રિંવાયત પણ આ જ છે. આ અમલ છોડવાથી દમ લાગુ પડશે નહિ.

૮. શરૂ તવાફમાં હજરે અસ્વદ તરફ મોઢુ કરવું.

૯. બધા ચક્કરો લગાતાર કરવા.

૧૦. શરીર અને કપડાનું નાપાકીથી પાક હોવુ.

## ❋ તવાફની રીત તથા મસાઈલ ❋

તવાફની નિય્યત કરવી જરૂરી છે. વગર નિય્યતે તવાફ થશે નહીં. ચાહે દિલથી નિય્યત કરી લે. નિય્યત કરે કે, અલ્લાહ પાક તારી રઝામંદી માટે તવાફ કરૂં છું. તુ મારા માટે આસાન ફરમાવી કબૂલ કર.

ત્યારબાદ કા'બા શરીફની સામે જે તરફ હજરે અસ્વદ છે તે તરફ એ પ્રમાણે ઉભો રહે કે જમણો ખભો હજરે અસ્વદની નીશાનીવાળા પથ્થરથી બહાર હોય, એટલે કે હજરે અસ્વદ સંપૂર્ણ રીતે જમણી તરફ રહે. ત્યારબાદ તવાફની નિય્યત કરી જમણી તરફ એટલુ ચાલે કે હજરે અસ્વદ બિલ્કુલ સામે આવી જાય. હજરે અસ્વદ તરફ મોઢું કરી ઉભા થઈ બંનેવ હાથ એ પ્રમાણે ઉઠાવે, જેવી રીતે નમાઝમાં ઉઠાવે છે. (એટલે કે કાન સુધી ઉઠાવે) હાથ ઉઠાવી આ દુઆ પઢે :

بِسۡمِ اللّٰهِ اَللّٰهُ اَكۡبَرُ لَااِلٰهَ إِلَّا اللّٰهُ وَلِلّٰهِ الۡحَمۡدُ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوۡلِ اللّٰهِ . اَللّٰهُمَّ اِيۡمَانًا بِكَ وَتَصۡدِيۡقًا بِكِتَابِكَ وَوَفَاءً بِعَهۡدِكَ وَاِتِّبَاعًالِّسُنَّةِ نَبِيِّكَ مُحَمَّدٍ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيۡهِ وَسَلَّمَ۔

**બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર લા ઈલાહ ઈલ્લલ્લાહુ વ લિલ્લાહિલ્હમ્દ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહ અલ્લાહુમ્મ ઈમાનન બિક વ તસ્દીકન બિકિતાબિક વ વફાઅન બિ અહદિક વ ઈત્તિબાઅન બિ સુન્નતિ નબિય્યિક મુહમ્મદિન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ સલ્લમ.**

જો પુરી આ દુઆ યાદ ન હોય અથવા ભીડમાં પઢવી મુશ્કેલ હોય તો ફકત બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર વલિલ્લાહિલ્હમ્દ પઢી લેવું કાફી છે.

ત્યારબાદ હાથ જોડીને હજરે અસ્વદ પાસે આવે અને બંનેવ હાથ હજરે અસ્વદ ઉપર એ પ્રમાણે રાખે, જે પ્રમાણે સિજદાની હાલતમાં હોય છે. અને બંનેવ હથેળીઓની વચમાં મોઢું રાખી હજરે અસ્વદને અદબની સાથે બોસો આપે. હાથ ન રાખી શકતો હોય તો લાકડી અથવા બીજી કોઈ વસ્તુ હજરે અસ્વદથી લગાડી તે વસ્તુને બોસો આપે. આ પણ ન થઈ શકે તો દૂરથી બંનેવ હાથ હજરે અસ્વદ તરફ કરી હાથોને બોસો આપે.

**નોંધ** : આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે, હજરે અસ્વદને બોસો આપવો મુસ્તહબ છે અને કોઈ મુસલમાનને તકલીફ પહોંચાડવી હરામ છે. માટે ધક્કા–મુક્કી કરી કમઝોરોને હટાવી મુસ્તહબને અદા કરવા જતાં હરામ કૃત્ય કરવાથી બચે, એનો ગુનોહ મોટો છે. સાથે ત્યાં સ્ત્રીઓની પણ ભીડ જામેલ હોય છે, તો ગેર મહરમ સ્ત્રીઓ સાથે શરીરનું લાગવુ, ધક્કા વાગવા વગેરે બાબતો ઘણી નાજુક છે. સ્ત્રીઓના સંબંધીઓએ એમને મુસ્તહબ અદા કરવાના શોખમાં હરામ કૃત્યોથી બચાવવી જરૂરી છે. આ પ્રમાણેના કામો કરી લોકોમાં ફખ્ર સાથે વર્ણન કરે છે કે, અમોને હજરે અસ્વદને બોસાનો

મોકો મળ્યો. પરંતુ સવાબની જગ્યાએ ગુનાહ વહોરી આવ્યા તેનું ઘણા પુરૂષો તથા સ્ત્રીઓને ભાન હોતુ નથી. સાથે મસ્જિદે હરામના અદબમાં પણ ખલલ પહોંચે છે.

હજરે અસ્વદને બોસો અથવા દૂરથી ઈશારો કર્યા બાદ જમણી બાજુ કા'બા શરીફના દરવાજા તરફ ચાલવાનું શરૂ કરે અને જ્યારે રૂકને યમાની પાસે પહોંચે તો એને બન્નેવ હાથોથી અથવા ફકત જમણો હાથ લગાડવો સુન્નત છે. અને બોસો આપવો અથવા ફકત ડાબો હાથ લગાડવો સુન્નત વિરૂધ્ધ છે. જો હાથ લગાડવાનો મોકો ન મળે તો એમ જ પસાર થઈ જાય. રૂકને યમાની અને હજરે અસ્વદના દરમ્યાન આ દુઆ પઢે :

رَبَّنَا اٰتِنَا فِی الدُّنْیَا حَسَنَۃً وَّفِی الاٰخِرَۃِ
حَسَنَۃً وَّ قِنَا عَذَابَ النَّار.

**રબ્બના આતિના ફિદ્દુનિયા હસનતંવ વફીલ્આખિરતિ હસનતંવ વકિના અઝાબન્નાર.** *[અબૂ દાઉદ શરીફ]*

**અર્થ** : અય હમારા પરવરદિગાર ! અમોને દુન્યામાં પણ ભલાઈ અતા ફરમાવો અને આખિરતમાં પણ, અને અમોને (દોઝખના) આગના અઝાબથી પણ બચાવો, આમીન....

જ્યારે હજરે અસ્વદ પાસે આવે તો પાછા 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' કહી હજરે અસ્વદને બોસો આપે અથવા દૂરથી ઈશારો કરી હાથને બોસો આપે. આ પ્રમાણે એક ચક્કર પુરો થયો. એવી જ રીતે સાત ચક્કર હજરે અસ્વદથી શરૂ કરી હજરે અસ્વદ ઉપર પુરા કરવાને એક તવાફ કહે છે. જેમાં સાત ચક્કર અને આઠ વખત હજરે અસ્વદને ઈસ્તિલામ (બોસો વગેરે) થશે.

**મસ્અલો** : હજરે અસ્વદને ઈસ્તિલામ પહેલી અને આઠમી વખતે સુન્નતે મુઅક્કદા છે. વચલા ચક્કરોમાં કરવો મુસ્તહબ છે. બેહતર છે કે દરેક વખતે કરી લે.

જો કોઈ માણસ તવાફ કરી રહયો હતો અને સાત ચક્કર પુરા ન થયા અને ત્યાર પહેલાં જ જમાઅત ઉભી થઈ ગઈ તો તવાફનો અમલ તે જ જગ્યાએ સ્થગિત (રોકી) કરી દઈ જમાઅતમાં શરીક થઈ જાય. ફર્ઝ નમાઝથી ફારિગ થઈ સુન્નતો અને નવાફિલને મોકૂફ રાખે અને જે જગ્યાએથી તવાફ સ્થગિત કર્યો હતો ત્યાંથી તવાફ શરૂ કરી આપે. અને તવાફના પછી સુન્નતો અને નવાફિલને અદા કરે. આ તવાફમાં બેહતર એ છે કે બાકીની જગ્યાએથી થોડો પાછો હટીને કરે.

**મસ્અલો** : જ્યારે નમાઝની જમાઅત માટે ઈકામત થઈ રહી હોય અથવા ઈમામ સાહબ ખુત્બા માટે ઉભા થઈ ગયા હોય ત્યારે તવાફ કરવો મકરૂહ છે. તે સિવાય કોઈપણ વખત તવાફ મકરૂહ નથી. ચાહે તો નમાઝના મકરૂહ ટાઈમો હોય.

**મસ્અલો** : હજના દિવસોમાં હજરે અસ્વદ ઉપર લોકો ખુશ્બૂ લગાવે છે અને તવાફ કરવાવાળા એહરામની હાલતમાં હોય છે, તો તેવા મોકા ઉપર હજરે અસ્વદને બોસો આપવો જાઈઝ નથી. બલ્કે હાથથી ઈશારો કરી હાથને બોસો આપે.

## ❋ વગર વુઝૂએ તવાફ કરવો ❋

કોઈપણ પ્રકારનો તવાફ વગર વુઝૂએ જાઈઝ નથી. તવાફના કુલ સાત પ્રકાર છે :

**૧. તવાફે ઝિયારત** : જે હજનો એક રૂકન (ફર્ઝ) છે. જો આ તવાફ પુરેપૂરો અથવા મોટાભાગના ચક્કર વગર વુઝૂએ કરશે

તો સજામાં એક ‘દમ’ આપવો વાજિબ થશે. હાં, જો એ જ તવાફ પુનઃ કરે તો ‘દમ’ માફ થઈ જશે.

**૨. તવાફે ઉમરહ** : આ તવાફ જો વગર વુઝૂએ પુરેપૂરો અથવા એકપણ ચક્કર અદા કરશે તો ‘દમ’ વાજિબ થશે. હાં, જો એ જ તવાફ પુનઃ કરી લેશે તો દમ માફ થઈ જશે.

**૩. તવાફે નઝર (મન્નતનો તવાફ)** : જો આ તવાફ વગર વુઝૂએ કરશે તો આ તવાફ પણ ફર્ઝ હોવાના કારણે આમાં પણ ‘દમ’ વાજિબ થશે.

**૪. તવાફે વિદાઅ** : આફાકી એટલે કે હરમની હદથી બહાર રહેનારા જ્યારે પોતાના વતન રવાના થાય તો તેમના પર તે વખતે એક તવાફ વાજિબ થાય છે. જેને તવાફે વિદાય કહે છે. જો આ તવાફ વગર વુઝૂએ કરશે તો જેટલા ચક્કર વગર વુઝૂએ કર્યા હશે, એ દરેક ચક્કરના બદલામાં એક–એક સદ્કએ ફિત્ર વાજિબ થશે.

**૫. તવાફે કુદૂમ** : હરમ શરીફમાં પ્રવેશતાં જ જે તવાફ વાજિબ થાય છે, તેને તવાફે કુદૂમ કહેવામાં આવે છે. જો આ તવાફ વગર વુઝૂએ કરશે તો દરેક ચક્કરના બદલામાં એક સદ્કએ ફિત્ર વાજિબ થશે. આ તવાફ આફાકી માટે છે.

**૬. નફ્ડ્લ તવાફ** : આ તવાફ પણ જો વગર વુઝૂએ કરશે તો દરેક ચક્કરના બદલામાં એક–એક સદ્કએ ફિત્ર વાજિબ થશે.

**૭. તવાફે તહીય્યહ** : એટલે કે હરમ શરીફમાં પ્રવેશતાંની સાથે જ એક તવાફ કરવામાં આવે છે એને તવાફે તહીય્યહ કહે છે. આ તવાફ દરેક માટે છે. જો આ તવાફ વગર વુઝૂએ કરવામાં આવશે તો દરેક ચક્કરના બદલામાં એક સદ્કએ

ફિત્ર વાજિબ થશે. જો આ બધા તવાફોને પુનઃ કરી લેવામાં આવે તો જુર્માનો ખતમ થઈ જશે.

## જનાબત (નાપાકી), માસિક, સુવાવડવસ્થાના ખૂનની હાલતમાં તવાફ

આ ત્રણમાંથી જો કોઈપણ હાલતમાં તવાફ કરશે તો ઉપર દર્શાવેલ તવાફના સાત પ્રકારો જ હશે :

**૧. તવાફે ઝિયારત :** જો તે તવાફે ઝિયારત હશે તો સજામાં એક ગાય અથવા ઊંટની કુરબાની વાજિબ થશે. જે હરમની હદની બહાર કરવામાં આવશે. અને જો ત્રણ અથવા ત્રણથી ઓછા ચક્કર આ હાલતમાં લગાવ્યા હશે તો એક ‘દમ’ બકરાની કુરબાની વાજિબ થશે. અને જો પાક થઈને પુનઃ એ તવાફ કરી લેશે તો સજા ખતમ થઈ જશે.

**૨. તવાફે ઉમરહ :** જો આ તવાફને ઉપરોકત હાલતમાં કરવામાં આવશે તો એક ‘દમ’ વાજિબ થશે. હા, પાક થઈ પુનઃ કરી લેશે તો જુર્માનો ખતમ થઈ જશે.

**૩. તવાફે વિદાઅ :** માસિક તથા નિફાસવાળી ઓરતને આ તવાફ માફ છે. અને જો મર્દ નાપાકીની હાલતમાં આ તવાફ કરશે તો જુર્માનામાં એક ‘દમ’ વાજિબ થશે. પાક થઈ પુનઃ કરશે તો માફ થઈ જશે.

**૪. તવાફે નઝર :** આ તવાફ વાજિબ છે. માટે જો ઉપરોકત હાલતમાં કોઈ આ તવાફ કરશે તો એક ‘દમ’ વાજિબ થશે. પાક થઈ પુનઃ કરવાથી દમ માફ થઈ જશે.

**૫. તવાફે કુદૂમ :** ઉપરોકત હાલતમાં આ તવાફ કરવાથી પણ ‘ દમ’ લાઝિમ થશે. પાક થઈ પુનઃ કરવાથી દમ માફ થઈ જશે.

**૬. તવાફે નફલ, તવાફે તહીય્યહ** : ઉપરોકત હાલતમાં આ તવાફ કરવાથી પણ 'દમ' વાજિબ થશે. અને પાક થઈ પુનઃ કરવાથી દમ માફ થઈ જશે.

આ ઉપરથી માલુમ પડયું કે નાપાકી, માસિક અને નિફાસની હાલતમાં કરેલ તવાફનો ઓછામાં ઓછો જુર્માનો 'દમ' છે. કારણકે અહીંયા નફલ તવાફ તવાફે કુદૂમની જેમ છે.

## તવાફ દરમિયાન વુઝૂ તૂટી ગયુ અથવા માસિક આવી ગયું તો શું કરે ?

જો તવાફ દરમિયાન વુઝૂ તૂટી જાય તો તે જ જગ્યાએ તવાફ બંધ કરી વુઝૂ કરી આગળ તવાફ કરે. એટલે કે છોડેલી જગ્યાએથી આગળ વધે. પણ ફરીથી નવો ચક્કર લગાવવો બેહતર છે. અને જો તવાફ દરમિયાન ઔરતને માસિક આવી ગયું તો તવાફને ત્યાં જ રોકી દે અને જ્યારે હેઝથી પાક થઈ જાય ત્યારે આખો તવાફ ફરીથી કરે.

**મસ્અલો** : તવાફ ચાહે નફલી હોય કે સુન્નત, જેવી રીતે કે તવાફે કુદૂમ. અથવા વાજિબ તવાફ હોય, જેમ કે તવાફે વિદાઅ. જો વુઝૂ વગરે કરશે તો સદકો વાજિબ થશે અને નાપાકીની (ગુસલ ફર્ઝ હોવાની હાલત)માં કરશે તો 'દમ' વાજિબ થશે. તવાફે ઝિયારત જે ફર્ઝ છે, તેને વુઝૂ વગર કરવાથી 'દમ' અને નાપાકીની હાલતમાં કરવાથી ઊંટની કુરબાની આપવી પડશે. ફરી જો ગુસલ કે વુઝૂ કરી દોહરાવી લેશે તો કોઈ વસ્તુ લાઝિમ થશે નહીં. ચાહે કોઈપણ તવાફ હોય. ફર્ઝ, વાજિબ, સુન્નત, નફલનો એકસરખો હુકમ છે કે, ફરીથી વુઝૂ ગુસલ દોહરાવવાથી દમ, સદકો કે ઊંટની જઝા હોય, માફ થઈ જશે. પરંતુ તવાફે ઝિયારત જો નાપાકીની હાલતમાં અદા

કર્યો હોય તો તેને કુર્બાનીના દિવસો (૧૦ થી ૧૨ ઝિલ્હજ્જ) સુધીમાં દોહરાવવુ જરૂરી છે. ત્યારબાદ દોહરાવવાથી મોડુ કરવા બદલ દમ આપવો પડશે.

**મસ્અલો :** તવાફ માટે નિય્યત જરૂરી છે. નિય્યત વગર સાત ચક્કર લગાવશે તો પણ તવાફ થાય નહીં. મોઢેથી નિય્યત કરવી જરૂરી નથી. દિલથી નિય્યત કરવી પણ કાફી છે.

**મસ્અલો :** તવાફમાં ટૂંકા પગલાંથી ચાલવુ મુસ્તહબ છે. અને દરેક ચક્કરની વચમાં અંતર રાખવુ (થોભવુ) મકરૂહ છે. બલ્કે એક ચક્કર પુરો કર્યા બાદ તરત જ બીજો ચક્કર શરૂ કરી આપે. કોઈ ખાસ કારણ વગર વચમાં થોભે નહીં.

**મસ્અલો :** તવાફ દરમ્યાન નમાઝીઓના સામેથી પસાર થઈ શકાય છે.

**મસ્અલો :** તવાફ દરમ્યાન રૂકને યમાનીને બન્નેવ હાથો અથવા જમણો હાથ લગાડવો સુન્નત છે, પરંતુ પગ પોતાની જગ્યા ઉપર રાખે. છાતી અને પગના પંજા કા'બા શરીફ તરફ ન થાય તથા રૂકને યમાનીને ચુંબન પણ ન કરે. બીજા લોકોને જોઈને તેના તરફ હજરે અસ્વદની જેમ ઈશારો કે તકબીર ન કહે.

**મસ્અલો :** તવાફ શરૂ કરતી વખતે ફકત એક વખત હાથ કાનો સુધી ઉઠાવવાના છે. દરેક ચક્કરે હાથ કાનો સુધી ન ઉઠાવે.

**મસ્અલો :** ઈસ્તિલામ કાળી પટ્ટી ઉપર થોભીને કરે. તે વખતે ચહેરો અને છાતી હજરે અસ્વદ તરફ થઈ જાય તેમાં કોઈ વાંધો નથી.

**મસ્અલો :** કા'બા શરીફને જોવું પણ એક ઈબાદત છે, પરંતુ તવાફ દરમ્યાન કા'બા શરીફને જોવાની મનાઈ છે. માટે

એનાથી બચવુ જોઈએ. ફકત હજરે અસ્વદ સામે ઉભા રહીએ ત્યારે હજરે અસ્વદ તરફ મોઢુ કરવુ જાઈઝ છે.

**મસ્અલો :** તવાફ દરમ્યાન કા'બા શરીફની તરફ પીઠ કરવી પણ મકરૂહે તહરીમી છે. જો આ પ્રમાણે થઈ જાય તો તવાફના એટલા ભાગને દોહરાવવો વાજિબ છે. બેહતર છે કે, આખો ચક્કર દોહરાવી લે. એ જ પ્રમાણે કા'બા શરીફ તરફ છાતી કરવી પણ મકરૂહે તહરીમી છે. માટે એટલા ભાગને દોહરાવી લે.

**મસ્અલો :** તવાફ દરમ્યાન કા'બા શરીફના ગિલાફને વળગવા કે મકામે ઈબ્રાહીમને જોવાથી તવાફમાં વિક્ષેપ પડવાની સાથે છાતી કે પીઠ કા'બા શરીફ તરફ થઈ જાય છે. જે મકરૂહ છે, માટે એનાથી બચવુ જોઈએ.

**મસ્અલો :** તવાફ દરમ્યાન પોતાની નજર ચાલવાની જગ્યાએ રાખવી જોઈએ. ગમે તે તરફ જોવુ મુનાસિબ નથી.

**મસ્અલો :** તવાફ દરમ્યાન હજરે અસ્વદ સિવાય કા'બા શરીફના કોઈપણ ખૂણા કે દિવાલને બોસો દેવાની મનાઈ છે. ફકત રૂકને યમાનીને હાથ લગાવે, બોસો ન આપે.

**મસ્અલો :** બિમાર અને કમઝોર માણસે ભાડેથી ગાડી કરવી જાઈઝ છે.

**મસ્અલો :** તવાફમાં જો કોઈ ઔરત મર્દની સાથે થઈ જાય એટલે કે ચાલવામાં સાથે હોય તો પુરૂષ કે સ્ત્રી કોઈનો તવાફ ફાસિદ થતો નથી, પરંતુ અલગ-અલગ રહેવુ સારૂં છે. જેથી ગેરમહરમ સાથે શરીરનો કોઈપણ ભાગ ન લાગે.

**મસ્અલો :** તવાફની જગ્યા કા'બા શ.ના ચારેવ તરફ મસ્જિદની અંદર છે. ચાહે કા'બા શરીફની નજીક હોય કે દૂર હોય, પરંતુ

મર્દો માટે કા'બા શરીફની નજીક તવાફ કરવો મુસ્તહબ છે.

**મસ્અલો** : જો કોઈ માણસ મસ્જિદની છત ઉપર ચઢી તવાફ કરશે તો ચાહે કા'બા શરીફની ઉંચે થઈ જાય તો પણ તવાફ થઈ જશે.

**મસ્અલો** : મસ્જિદે હરામની બહાર નીકળીને તવાફ કરશે તો તવાફ ગણાશે નહિ.

**મસ્અલો** : તવાફમાં બિલ્કુલ ચૂપ રહેવુ અને કાંઈ જ ન પઢવુ જાઈઝ છે.

**મસ્અલો** : તવાફમાં ગુનાહના કામો, ખાસ કરીને સ્ત્રીઓને જોવા તથા ફુઝૂલ વાતો કરવાથી બચે.

## ❋ તવાફે કુદૂમના મસ્અલા ❋

તવાફે કુદૂમ આફાકી માટે જે મુફરિદ અથવા કારિન હોય, સુન્નત છે. અને તમત્તુઅ કરવાવાળા આફાકી માટે સુન્નત નથી.

**મસ્અલો** : તવાફે કુદૂમનો સમય મક્કા શરીફમાં દાખલ થયા પછીથી અરફાતમાં થોભવા સુધી છે. જો અરફાતમાં થોભવા બાદ પણ તવાફ ન કર્યો તો હવે એનો સમય પુરો થઈ જવાથી તવાફે કુદૂમ માફ થઈ જશે.

**મસ્અલો** : આફાકી માણસ સીધો અરફાત ચાલ્યો જાય અને મક્કા શરીફમાં ૧૦ ઝિલ્હજજના અથવા ૯ ઝિલ્હજજના અરફાતમાં થોભવા બાદ આવે તો એને માટે પણ હવે તવાફ માફ થઈ જશે.

**મસ્અલો** : તવાફે કુદૂમ પછી જો સફા–મરવાની સઈ કરવાનો ઈરાદો હોય તો આ તવાફમાં ઈઝતિબાઅ અને ત્રણ ચક્કરોમાં રમલ પણ કરે.

મુફરિદ માટે તવાફે ઝિયારત પછી સઈ અફઝલ છે અને કારિન માટે તવાફે કુદૂમની સાથે અફઝલ છે. અને જે વ્યકિત તવાફે ઝિયારત પહેલાં સઈ કરી લે, તો તેણે તવાફે ઝિયારત બાદ સઈ ન કરવી.

## ❃ તવાફની બે રકઅત ❃

દરેક તવાફ પછી બે રકઅત પઢવી વાજિબ છે. ચાહે તવાફ નફ્લ હોય, વાજિબ હોય કે ફર્ઝ. આ બે રકઅતનું મકામે ઈબ્રાહીમ અલયહિસ્સલામના પાછળ પઢવું સુન્નત અને અફઝલ છે. મકામે ઈબ્રાહીમના પાછળ હોવાનો અર્થ એ કે, મકામે ઈબ્રાહીમ નમાઝી અને કા'બા શરીફના વચમાં આવે. જેટલો નજીક હોય તે બહેતર છે. પરંતુ ભીડના સમયે નજીક જવામાં પોતાને તથા બીજા તવાફ કરવાવાળા ભાઈઓને તકલીફ અને પરેશાની થાય છે, તો થોડે દૂર રહી પઢી લે.

**મસ્અલો** : આ બે રકઅત મકરૂહ સમયમાં પઢવી જાઈઝ નથી. એટલે કે સૂર્યોદય, સૂર્યાસ્ત અને ઝવાલના સમયે અને ફર્ઝને અસરની નમાઝ પછી ન પઢે. જો કે તવાફ આ સમયે પણ જાઈઝ છે.

**મસ્અલો** : બે રકઅતને નાની સૂરતો (મસ્નુન છે કે સૂરએ કાફિરૂન પ્રથમ રકઅતમાં અને સૂરએ ઈખ્લાસ બીજી રકઅતમાં પઢે) અને મુખ્તસર દુઆ સાથે પઢે. જેથી મકામે ઈબ્રાહીમ પાસે બીજાને પણ મોકો મળે અનેલોકોને તકલીફ ન થાય. નફલી નમાઝો અને લાંબી લાંબી દુઆઓ અહીંયા ન પઢે, બલ્કે ઉપર સહનમાં ચાલ્યો જાય અથવા મતાફના પાછલા ભાગમાં જઈ પઢે, પરંતુ મસ્જિદની બહાર પઢવી મકરૂહ છે.

**મસ્અલો** : આ બે રકઅતો તવાફ પછી તરત પઢવી જોઈએ, કારણ વગર મોડુ કરવુ મકરૂહ છે.

**મસ્અલો** : એક સાથે એકથી વધુ તવાફ કરી બધાની બે–બે રકઅતો એક સાથે પઢવી મકરૂહ છે. હાં, જો મકરુહ સમય હોય તો વાંધો નથી કે એક સમયમાં વધુ પ્રમાણમાં તવાફ કરી મકરુહ ટાઈમ નીકળી ગયા બાદ દરેક તવાફની અલગ–અલગ બે રકઅતો પઢે.

## ❃ ઈઝતિબાઅ ❃

**મસ્અલો** : ઈઝતિબાઅ એટલે કે એહરામની ઉપરના ભાગવાળી ચાદરનો એક છેડો જમણી બગલના નીચેથી કાઢીને ડાબા ખભા ઉપર નાંખવો. આ ઈઝતિબાઅ માત્ર એહરામની હાલતમાં તવાફના સાતેય ચક્કરોમાં કરવામાં આવે છે. આ તે તવાફમાં સુન્નત છે જેના પછી સઈ કરવામાં આવે, પરંતુ સઈમાં ઈઝતિબાઅ સુન્નત નથી. ખાસ કરીને નમાઝમાં બંનેવ ખભા ઢાંકેલા હોવા જોઈએ. નમાઝ દરમ્યાન ખભા ઉઘાડા રાખવા મકરુહ છે. ઘણા હાજીઓ એમાં ગફલત યા અજાણે ખભા ખુલ્લા રાખી નમાઝ મકરૂહ કરે છે.

## ❃ રમલ ❃

તવાફના પ્રથમ ત્રણ ચક્કરોમાં અક્કડ થઈ ખભા હલાવી ટૂંકા પગલે ઝડપભેર ચાલવાને રમલ કહે છે. આ રમલ ફકત ત્રણ ચક્કરોમાં જ સુન્નત છે. બાકીના ચક્કરોમાં રમલ ન કરવુ સુન્નત છે. રમલ માત્ર તે તવાફમાં જ સુન્નત છે, જેના પછી સઈ કરવામાં આવે. જે તવાફ પછી સઈ ન કરવાની હોય તેના ચક્કરોમાં રમલ ન કરવામાં આવે. પરંતુ જો કોઈ વ્યકિતએ

સાતેવ ચક્કરોમાં રમલ કરી લીધો તો તેના પર કોઈ જઝા (સજા) લાગુ પડશે નહિં.

જો વધુ ભીડ હોય અને રમલ થઈ શકે એમ નથી તો ભીડ ઓછી થવાની રાહ જુએ. જ્યારે ભીડ ઓછી થઈ જાય ત્યાર પછી રમલ સાથે તવાફ કરે, પરંતુ હજના દિવસોમાં ભીડ વધુ થઈ જાય છે તે સમયે જો મોકો મળે તો રમલ કરો. મજબૂરીની હાલતમાં રમલ વગર તવાફ કરી શકે છે.

રમલ સાથે તવાફ શરૂ કર્યો અને એક ચક્કર પુરો કરી લીધો. ત્યારબાદ ભીડ એટલી વધી ગઈ કે બીજા ચક્કરો રમલ સાથે પુરા થઈ શકતા નથી તો રમલ કરવાનું છોડી દે અને તવાફના સાત ચક્કર રમલ વગર પુરા કરે.

જો રમલ કરવાનું ભૂલી ગયો અથવા રમલ વગર એક ચક્કર ફરી લીધા પછી યાદ આવ્યું તો બાકીના બે ચક્કરોમાં રમલ કરે, પરંતુ ત્રણ ચક્કર પુરા કરી લીધા બાદ યાદ આવે તો પછી રમલ ન કરે. કારણકે પ્રથમ ત્રણમાં જ રમલ સુન્નત છે. બાકીના ચાર ચક્કરોમાં રમલ ન કરવુ સુન્નત છે.

કારિન અને મુતમત્તિઅ પહેલો જે તવાફ કરશે તે ઉમરહનો તવાફ હશે. એના પછી ઉમરહની સઈ કરવી એમના માટે જરૂરી છે. માટે એમણે પહેલા તવાફમાં ઈઝતિબાઅ અને રમલ કરવો સુન્નત છે, પરંતુ મુફરિદે ફકત હજનો એહરામ બાંધ્યો છે. એનો પહેલો તવાફ તવાફે કુદૂમ હશે, જેનાં પછી હજ માટે સઈ કરવી હાલ જરૂરી નથી અને ઈખ્તિયાર છે કે હજની સઈ હમણા કરી લે અથવા તવાફે ઝિયારત પછી ૧૦મી ઝિલ્હજજના કરે. જો મુફરિદ હજની સઈ તવાફે કુદૂમની સાથે કરવા ચાહે તો તે પણ પહેલા તવાફમાં (તવાફે કુદૂમ) ઈઝતિબાઅ

અને રમલની સુન્નત અદા કરે, પરંતુ અફઝલ છે કે હજની સઈ તવાફે ઝિયારત પછી જ કરે.

કોઈ માણસ બિમારી અથવા ઘડપણને લઈ રમલ નથી કરી શકતો તો કાંઈ વાંધો નથી.

**આઠ (૮) પ્રકારના તવાફોમાં રમલ સુન્નત છે, જે નીચે મુજબ છે :**

[૧] ઉમરહના તવાફમાં એટલા માટે કે આ તવાફ પછી તરત જ સઈ કરવાની હોય છે.

[૨] તવાફે કુદૂમના પછી જે ફકત હજ અર્થે ગયો છે, ઉમરહ નથી કરવાનો, જો તે સઈ કરવા ચાહે તો તેના માટે તવાફે કુદૂમના પછી સઈ કરવી મસ્નુન છે.

[૩] મુતમત્તીઅ (અલગ–અલગ એહરામથી હજ તથા ઉમરહ કરનાર) જ્યારે ઉમરહના અરકાનમાંનો તવાફ કરશે તો તેમાં પણ રમલ સુન્નત છે. કારણકે તેના પછી સઈ છે.

[૪] મુતમત્તીઅ જ્યારે હજના અરકાન અદા કરશે, તો તેમાં સઈથી પહેલા કરવામાં આવતા તવાફમાં રમલ સુન્નત છે.

[૫] કારિન (એક જ એહરામથી હજ તથા ઉમરહ કરનાર)ના માટે તવાફે કુદૂમમાં. કારણકે તેના પછી સઈ કરવામાં આવે છે.

[૬] કારિન જ્યારે હજના અરકાન અદા કરશે તો સઈથી પહેલાના તવાફમાં રમલ મસ્નુન છે.

[૭] મક્કાવાળા અથવા મુતમત્તીઅ એહરામ બાંધ્યા પછી જો અરફાતના દિવસ પહેલા જ ભીડથી બચવાના ઈરાદે સઈથી ફારિગ થઈ જવા ચાહતા હોય તો તે સઈથી પહેલા

એક નફલી તવાફ કરવો જરૂરી છે. તો આ તવાફમાં પણ રમલ કરવો મસ્નુન છે.

[૮] માથુ મૂંડાવવા અથવા વાળ કપાવવા પહેલા તવાફે ઝિયારત કરવાનો છે. અને અરફાતના દિવસ પહેલાં સફા–મરવહની સઈ નથી કરી, તો આ સૂરતમાં તવાફે ઝિયારતમાં રમલ અને ઈઝતિબાઅ બન્નેવ મસ્નુન છે.

## ❋ તવાફના ચક્કરોમાં વધારો-ઘટાડો ❋

જો કોઈએ ઈરાદાપૂર્વક આઠમો ચક્કર પણ કરી લીધો, તો પછી છ ચક્કર બીજા કરી પુરો તવાફ કરવો વાજિબ છે. આ બે તવાફ ગણાશે.

જો કોઈ નેક વ્યકિત તવાફ કરવામાં સાથે છે. અને તે ચક્કરોની ગણત્રી ઓછી બતાવે તો તેની વાત પર અમલ કરવો મુસ્તહબ છે. અને જો બે નેક માણસો બતાવે તો તેમની વાત ઉપર અમલ કરવો વાજિબ છે.

જો ફર્ઝ તવાફ (ઝિયારત અથવા ઉમરહનો તવાફ)માં ચક્કરોની સંખ્યામાં શક થઈ પડે તો પુરો તવાફ ફરીથી દોહરાવી લે. અને વાજિબ તવાફના ચક્કરોમાં શક થઈ જાય તો જે ચક્કરોમાં શંકા હોય તેને દોહરાવી લે. સુન્નત અને નફલ તવાફમાં શક થઈ જાય તો જેના તરફ વધુ ખ્યાલ (ગુમાન) હોય તેના ઉપર અમલ કરી તેટલા ચક્કર સમજે.

## ❋ મુલ્તઝમ ❋

કઅબા શરીફની દીવાળનો તે ભાગ જે હજરે અસ્વદ અને દરવાજાની વચમાં છે. (જ્યાં સાઉદી પોલીસ ખડા પગે ઉભા રહે છે, તેની અને દરવાજાની વચ્ચેની જગ્યા) તેને મુલ્તઝમ

કહે છે. આ જગ્યાએ ખાસ દુઆઓ કબૂલ થાય છે. સુન્નત છે કે તવાફથી ફારિગ થઈ મુલ્તઝમ પાસે જઈ તે જગ્યાની દીવાળ ઉપર પોતાના બંનેવ હાથ માથાના ઉપર કરી દીવાળ ઉપર બિછાવી આપે અને છાતી તથા ગાલ પણ દીવાળથી લગાવી ખૂબ ખુશૂઅ અને નમ્રતાથી દુઆ માંગે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદી. આપ (સલ.)થી રિવાયત કરે છે કે, મુલ્તઝમ એવી જગ્યા છે, જ્યાં દુઆ કબૂલ થાય છે. આપ (સલ.) મુલ્તઝમને એ પ્રમાણે વળગીને દુઆ માંગતા હતા, જેમકે બાળક માંને વળગી પડે છે. બુઝુર્ગોનો પણ અનુભવ છે કે, ત્યાં માંગેલી દુઆ રદ થતી નથી.

પરંતુ અફસોસની વાત એ છે કે, લોકો આ જગ્યાએ દુઆ માંગવાનું છોડીને હજરે અસ્વદને બોસો આપવા માટે પડાપડી કરે છે. મુલ્તઝમ પાસે ઉભા રહેવાની જગ્યા મળે છે તો પણ એ છોડીને ભીડમાં પણ એમનું ધ્યાન હજરે અસ્વદને બોસો આપવા કેન્દ્રિત રહે છે. ચાહે લોકોને ગમે તેટલા ધક્કા મારીને હોય, મુલ્તઝમ પાસે દુઆ માંગવામાં કાંઈ કમી ન કરે. ખૂબ વિનમ્રતા અને રડી રડીને દુઆ માંગે. આ મોકા પર જહન્નમથી બચવા અને જન્નતમાં દાખલ થવાની દુઆ જરૂર માંગે. દુઆ આ મુજબ છે :

اَللّٰهُمَّ رَبَّ هٰذَا الْبَيْتِ الْعَتِيْقِ اَعْتِقْ

رِقَابَنَا مِنَ النَّارِ وَاَدْخِلْنَا الْجَنَّةَ بِغَيْرِ حِسَابٍ.

**અલ્લાહુમ્મ રબ્બ હાઝલ્બયતિલ્અતીક અઅતિકઙ રિકાબના મિનન્નાર વઅદખિલ્નલ્જન્નત બિ ગયરી હિસાબ**

પઢે અથવા બીજી જે દુઆ યાદ હોય તે પઢે.

# ❋ ઝમઝમનું પાણી ❋

મુસ્તહબ છે કે તવાફની બે રકાઅત અને મુલ્તઝમ પર દુઆ માંગી ઝમઝમના નળો પાસે આવે અને કિબ્લા તરફ રૂખ કરી ત્રણ સાંસમાં પેટ ભરીને પાણી પીએ. શરૂમાં બિસ્મિલ્લાહ અને છેવટમાં અલ્હમ્દુલિલ્લાહ પઢી આ દુઆ માંગે :

اَللّٰهُمَّ اِنِّىۡ اَسۡئَلُكَ عِلۡمًا نَافِعًا وَرِزۡقًا
وَّاسِعًا وَعَمَلاً صَالِحًا وَّشِفَاءً مِنۡ كُلِّ دَاءٍ.

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ઈલ્મન્નાફિઆ વરિઝકંવ્વાસિઆ વઅમલન સ્વાલિહા વશિફાઅન મિન્કુલ્લિ દાઅ.**

**અર્થ** : અય અલ્લાહ ! હું તારી પાસે લાભકારક ઈલ્મ, વિશાળ રોઝી, નેક અમલ અને દરેક બિમારીથી શિફા માંગું છું.

**મસ્અલો** : ઝમઝમના પાણીથી ગુસલ અને વુઝૂ કરવું સારૂ નથી, પરંતુ વુઝૂ વગરની વ્યકિત વુઝૂ કરી શકે છે. પેશાબ વગેરેનો ઈસ્તિન્જો અને શરીર કે કપડાં પર લાગેલી નાપાકી ધોવી જાઈઝ નથી.

હઝરત જાબીર (રદી.)થી રિવાયત છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું છે કે, ઝમઝમનું પાણી તે મકસદ માટે છે, જે માટે પીવામાં આવે.

# ❋ સફા-મરવાહની સઈના મસાઈલ ❋

સફા-મરવા તે જગ્યાઓ છે, જ્યાં હઝરત હાજિરહ રદી. પાણીની શોધમાં દોડ લગાવી હતી. હવે આ બંનેવ હરમ શરીફની મસ્જિદની સાથે છે અને મતાફમાંથી જ પગથિયા ચઢીને મસ્જિદનું સહન પુરૂં થતાં બાબુસ્સફાથી થોડે જ દૂર

સફા પહાડી શરૂ થઈ જાય છે. હજરે અસ્વદની નિશાનીવાળી કાળી પટ્ટી જ્યાં પુરી થાય છે ત્યાં મોટા અક્ષરે અરબી અને ઈંગ્લીશમાં અસ્સફાનું બોર્ડ લગાડેલું છે. તેનાથી થોડા આગળ જતાં પહાડની નિશાની શરૂ થઈ જાય છે. જવા–આવવાના રસ્તાઓ અલગ–અલગ છે. વચમાં ગ્રીન લાઈટો લગાડેલી છે. ત્યાં પુરૂષોએ દોડ લગાડવાની છે.

## સઈની રીત :

સફા–મરવહના ખાસ પ્રકારના સાત ચક્કર લગાડવાને સઈ કહે છે. હજ અને ઉમરહમાં આ સઈ કરવી વાજિબ છે. જે તવાફ બાદ સઈ કરવાની છે તે તવાફથી ફારિગ થઈ હજરે અસ્વદને ઈસ્તિલામ કરે. આ નવમો ઈસ્તિલામ થશે, જે મુસ્તહબ છે. ત્યાર બાદ આપ (સલ.)ની સુન્નત પ્રમાણે બાબુસ્સફાથી સફા પહાડી પર કઅબા શરીફ દેખાય તે પ્રમાણે થોડા ઉપર ચઢીને આ પ્રમાણે નિય્યત કરે : અય અલ્લાહ ! હું આપની રઝામંદી માટે સફા–મરવાના સાત ચક્કરોનો ઈરાદો કરૂં છું. આપ મારા માટે આસાન ફરમાવી કુબૂલ કરો. દિલથી નિય્યત કરવી કાફી છે, પરંતુ મોઢેથી કહેવી અફઝલ છે. પછી બંનેવ હાથ એ પ્રમાણે ઉઠાવે, જેવી રીતે દુઆમાં ઉઠાવવામાં આવે છે. નમાઝની તકબીરે તહરીમાના જેમ ન ઉઠાવે. જેમ કે ઘણા અભણ માણસો કરે છે. અને તકબીરે તહલીલ (લા ઈલાહ ઈલ્લલ્લાહ) જોરથી તથા દુરૂદ શરીફ ધીમેથી પઢી વિનમ્રતા અને આજિઝીના સાથે દુઆ માંગે. આ જગ્યાએ દુઆ કબૂલ થાય છે. દુઆમાં કલિમએ તૌહીદ પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાબિત છે.

لَااِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيِ وَيُمِيْتُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ، لَااِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهٗ اَنْجَزَوَعْدَهٗ وَنَصَرَعَبْدَهٗ وَهَزَمَ الْاَحْزَابَ وَحْدَهٗ.

**''લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહડ઼દહુ લા શરીક લહુ લહુલ્મુલ્કુ વલહુલ્હમ્દુ યુહયી વયુમીતુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર. લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહડ઼દહુ અન્જઝ વઅદહુ વન સર અબ્દહુ વહઝમલ્અહઝાબ વહદહુ**

એ જ પ્રમાણે આ આયતે કરીમા પણ પઢવી સાબિત છે :

اَبْدَأُ بِمَا بَدَأَاللّٰهُ بِهٖ اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَائِرِاللّٰهِ.

**''અબ્દઉ બિમા બદઅલ્લાહુ બિહિ ઈન્નસ્સફા વલ્મરવત મિન શઆઈરિલ્લાહ**

આ તકબીર તથા દુઆઓ ત્રણ વખત પઢે. ત્યારબાદ ઝિક્ર કરતાં કરતાં સફાથી મરવહ તરફ સામાન્ય ગતિથી ચાલે. પછી જ્યારે લીલા રંગના થાંભલા છ ફૂટના અંતરે દૂર હોય ત્યાંથી ઝડપથી ચાલવાનું શરૂ કરે અને બીજા લીલા રંગની લાઈટોથી છ ફૂટ આગળ સુધી રહે. પછી પોતાની સામાન્ય ચાલ પકડી લે. તે વખતે આપ સ.અ.વ.થી આ દુઆ સાબિત છે :

رَبِّ اغْفِرْوَارْحَمْ وَ تَجَاوَزْ عَمَّا تَعْلَمْ اِنَّكَ اَنْتَ الْاَعَزُّالْاَكْرَمْ.

**''રબ્બિગ્ફિર વરડ઼હમ વતાવઝ અમ્મા તઅલમ ઈન્નક અન્તલ અઅઝ્ઝુલ્અકરમ**

આ સિવાય જે દુઆ ચાહે પઢી શકે છે.

આ પ્રમાણે સફાથી મરવહ સુધી પહોંચવાથી એક ચક્કર પૂરો થશે ત્યાં પણ ખૂબ વિનમ્રતા અને આજિઝીથી દુઆ માંગે. ત્યાર પછી મરવહથી સફા સુધી બીજો ચક્કર ગણાશે. ત્યાં પણ લીલી લાઈટોથી ઝડપથી ચાલવાનું શરૂ કરી બીજી લાઈટોથી ૬ ફૂટ આગળ ઝડપથી ચાલે. આ પ્રમાણે સફાથી શરૂ કરી મરવહ ઉપર સાત ચક્કર પુરા થશે. આ મુજબ સઈનો અમલ પૂરો થશે.

**સઈના વાજિબો :**

૧. સઈ એવા તવાફ પછી કરવામાં આવે, જેમાં મોટી નાપાકી એટલે કે માસિક, સુવાવડવસ્થા તથા જનાબતથી પાક હોય.

૨. સઈના સાત ચક્કર પુરા કરવા (સઈના પ્રથમ ચાર ચક્કર ફર્ઝ છે). ત્યાર પછીના ત્રણ વાજિબ છે.

૩. ઉઝર વગર પગપાળા સઈ કરવી.

૪. ઉમરહની સઈ એહરામની હાલતમાં કરવી.

૫. સફા–મરવહ વચ્ચેનું અંતર પુરૂ પાર કરવુ.

૬. ક્રમવાર એટલે પ્રથમ સફાથી શરૂ કરી મરવહ પર સઈ ખતમ કરવી.

**સઈની સુન્નતો :**

૧. હજરે અસ્વદને ઈસ્તિલામ કરી સઈ માટે મસ્જિદથી બહાર નીકળવુ.

૨. તવાફ પછી તરત સઈ કરવી.

૩. સફા–મરવહ પર થોડે ઉપર સુધી ચઢવુ.

૪. સફા–મરવહ પર ચઢી કિબ્લા તરફ મોઢું કરવુ.

૫. સઈના ચક્કરોને લગાતાર કરવા.

૬. જનાબત અને હૈઝ (માસિક)થી પાક હોવુ. સઈ માટે જનાબત (ગુસલની હાજત) અને માસિકથી પાક હોવુ શર્ત અને વાજિબ નથી, પરંતુ મુસ્તહબ છે કે પાક રહે, ચાહે હજની સઈ હોય કે ઉમરહની. અગવડ (ઉજર) હોય તો વાંધો નથી.

૭. સતર છુપાવવુ દરેક હાલતમાં ફર્ઝ છે, પરંતુ સઈની હાલતમાં વધુ ખ્યાલ રાખે.

૮. લીલી લાઈટો પાસે ઝડપથી ચાલવુ.

## ❋ સઈમાં મકરૂહ વાતો ❋

૧. સઈ કરતી વખતે એ પ્રમાણે ખરીદ–વેચાણ કરવુ કે વાતચીત કરવી, જેથી દિલ લાગેલુ ન રહે તો મકરૂહ છે.

૨. સફા–મરવહની થોડે ઉપર ચઢવાનું છોડી દેવુ.

૩. સઈમાં મીલૈન (ઝડપથી ચાલવાની જગ્યાએ) ઝડપથી ન ચાલવુ.

૪. વિના કારણે સવારી ઉપર બેસીને સઈ કરવી મકરૂહે તહરીમી છે. વગર કારણે સવારી પર સઈ કરવાથી દમ વાજિબ થશે.

૫. સઈના ચક્કરોમાં વિના કારણે અંતર રાખવુ મકરૂહ છે.

## ❋ સઈના મસાઈલ ❋

**મસ્અલો** : તવાફ પછી તરત સઈ કરવી સુન્નત છે. કોઈ કારણ વગર મોડુ ન કરવુ જોઈએ. થાક લાગવા અથવા બીજી

કોઈ જરૂરતને લઈ વચમાં થોભી જાય તો વાંધો નથી.

**મસ્અલો** : પુરૂષો માટે મિલૈન (ઝડપી ચાલવાની જગ્યા)માં ઝડપથી ચાલવુ સુન્નત છે.

**મસ્અલો** : હજની સઈ તવાફે કુદૂમ પછી કરે, પરંતુ તવાફે ઝિયારત પહેલાં કરે તો સઈમાં તલ્બિયહ પઢે.

**મસ્અલો** : ઉમરહની સઈમાં તલ્બિયહ ન પઢે. ઉમરહ કરનારનો તલ્બિયહ તવાફ કરતી વખતે ખતમ થઈ જાય છે.

**મસ્અલો** : સફા ઉપર એટલી ઊંચાઈએ ચઢે કે ખાનએ કા'બા દેખાવા માંડે. દીવાળ સુધી પહોંચવું ઠીક નથી.

**મસ્અલો** : સફા–મરવહ પર ચઢવું સુન્નત છે. ચાહે ચઢયા વગર કા'બા દેખાય. મરવહ પર વધુ ઊંચાઈએ ચઢવું મના છે.

**મસ્અલો** : સઈને સફાથી શરૂ કરી મરવહ પર પૂરી કરવી વાજિબ છે.

**મસ્અલો** : સફા–મરવહ પર ઝિક્ર અને દુઆઓ દોહરાવવી તથા થોડીવાર થોભવુ મુસ્તહબ છે. લીલી લાઈટો દરમિયાન (મિલૈનમાં) દરેક ચક્કરોમાં ઝડપથી ચાલવુ મુસ્તહબ છે. અને આપ સ.અ.વ.થી આ દુઆ પઢવી સાબિત છે :

رَبِّ اغْفِرْ وَارْحَمْ وَ تَجَاوَزْ عَمَّا تَعْلَمُ

اِنَّكَ اَنْتَ الْاَعَزُّ الْاَكْرَمُ .

**''રબ્બિગ્ફિર વરહમ વતાવઝ અમ્મા તઅલમ ઈન્નક અન્તલ અઅઝઝુલ્અકરમ્**

**અર્થ** : અય મારા રબ ! બખ્શીશ અને રહમ કરો અને તે ભૂલથી દરગુઝર ફરમાવો, જે આપ જાણો છો. બેશક ! આપ

મહાન ઈઝઝતવાળા અને ઘણા કૃપા કરનાર છે.

**મસ્અલો** : ભીડના કારણે જો ઝડપી ન ચાલી શકતા હોય અથવા પોતાને કોઈ ઉઝર કે તકલીફ હોય તો ઝડપથી ચાલવુ જરૂરી નથી. જ્યારે તબીઅતને રાહત હોય અથવા ભીડ ઓછી થાય ત્યારે ઝડપી ચાલે.

સઈથી ફારિગ થઈ વાળ મૂંડાવવા કે કપાવવા પહેલાં મસ્જિદે હરામમાં આવીને બે રકાઅત નફલ પઢવી મુસ્તહબ છે. શર્ત એ છે કે, મકરૂહ સમય ન હોય. ત્યારબાદ ઉમરહ કરવાવાળા લોકો માથાના વાળ મૂંડાવી અથવા કપાવી લે.

**નોંધ** : મરવહ પર કેટલાક માણસો કાતર લઈને ઉભા રહે છે. તેમની પાસે ઘણા માણસો થોડાક વાળ કપાવી લે છે. તો આ પ્રમાણે કરવાથી હનફી મસ્લકમાં માણસ એહરામથી બહાર થઈ શકતો નથી અને હલાલ પણ નથી થઈ શકતો. બલ્કે શરઈ રીતે કપાવવા કે મૂંડાવવા જોઈએ. [વાળ કપાવવા કે મૂંડાવવા વિશે વિગતવાર ચર્ચા અલગ પ્રકરણમાં થશે.]

**મસ્અલો** : તવાફે ઝિયારતની સઈમાં એહરામ શર્ત નથી, બલ્કે અફઝલ અને મુસ્તહબ છે કે ૧૦મી તારીખના મિનામાં કુર્બાની અને બાલ મૂંડાવીને એહરામ ખોલી નાંખ્યા બાદ તવાફે ઝિયારત કરે. જો કે એહરામની હાલતમાં તવાફે ઝિયારત કરવામાં કોઈ વાંધો નથી. પરંતુ જો કોઈ માણસ હજની સઈ મીના જતાં પહેલાં કરવા ઈચ્છે તો એહરામ બાંધી તવાફ કરી સઈ કરે.

**મસ્અલો** : તવાફે કુદૂમ પછી સઈ ન કરી હોય તો હજના દિવસોમાં તવાફે ઝિયારત પછી કરી લે. હજના દિવસો પછી સઈ કરવી મકરૂહ છે.

**મસ્અલો** : સઈ પગપાળા કરવી વાજિબ છે. જો કોઈ ઉઝર હોય તો સવારી ઉપર કરી શકે છે. ઉઝર વગર સવારી ઉપર સઈ કરી તો દમ (કુર્બાની) વાજિબ થશે.

**મસ્અલો** : સઈમાં વુઝૂ હોવુ મુસ્તહબ છે. વુઝૂ વગર પણ સઈ થઈ જાય છે.

સઈથી ફારિગ થઈ વાળ કપાવી કે મૂંડાવી ઉમરહ અને હજ્જે તમત્તુઅવાળા પોતાનો એહરામ ખોલી નાંખી સામાન્ય કપડાંમાં મક્કાવાસીના જેમ રહે. અને જો મુફરિદ અથવા કારીન છે, તો તેમનો એહરામ બાકી રહેશે. તેમણે એહરામની પાબંદીઓ સાથે મક્કા મુકર્રમહમાં થોભવુ પડશે.

હજ પહેલાંના દિવસોને કિંમતી સમજી વધુમાં વધુ તવાફ અને બીજી ઈબાદતોમાં પોતાને મશ્ગૂલ રાખે અને બજારોની ટહેલ, શોપીંગ તથા ફુઝૂલ વાતોમાં સમય બરબાદ કરવાથી પોતાને બચાવે. કોઈ ઈબાદતમાં દિલ ન લાગે તો કમથી કમ મસ્જિદે હરામના સહનમાં બેસી નિરાંતે કા'બા શરીફને જોયા કરે તો પણ સવાબ મળશે. અને બધાને ઈબાદતમાં મશ્ગૂલ જોઈ પોતાને પણ ઈબાદત કરવાનો શોખ પેદા થશે. બજારો તો દુનિયામાં ઘણા મળશે, પરંતુ આ તવાફ અને ખાનએ કા'બાને જોવાનો લ્હાવો કયાંય મળશે નહિ.

## ❋ ઉમરહ ❋

**ઉમરહ** : કા'બા શરીફની સાથે બે ઈબાદતોનો સંબંધ છે. એક હજ જેના ખાસ દિવસો નક્કી છે. બીજા દિવસોમાં હજ અદા થઈ શકતી નથી. બીજી ઈબાદત ઉમરહ છે. જે હજના સમયે પણ થઈ શકે છે. ઉમરહનો અર્થ ઝિયારત કરવુ છે. ઉમરહ કરવો સુન્નતે મુઅક્કદહ છે.

ઉમરહની બધી જ શર્તો હજની શર્તોની જેમ છે. અને એહરામના બધા જ મસ્અલા પણ હજના મસ્અલા જેવા છે. જે બાબતો હજના એહરામમાં હરામ, મકરૂહ, સુન્નત અને જાઈઝ છે. તે બધી ઉમરહમાં પણ તે જ પ્રમાણે છે.

પરંતુ અમુક બાબતોમાં બંનેવમાં ફર્ક છે.

[૧] એક તો સમય છે, જે ઉપર દર્શાવ્યો છે.

[૨] હજ ફર્ઝ છે, ઉમરહ ફર્ઝ નથી.

[૩] હજ સમય પૂરો થતાં અદા થઈ શકતી નથી, જ્યારે ઉમરહ કોઈપણ સમયે અદા થઈ શકે છે.

[૪] હજમાં અરફાત તથા મુઝદલિફામાં થોભવાનું છે. એટલે કે હજના બધા અરકાનો (તવાફે ઝિયારત સિવાય) મક્કા મુકર્રમહની બહાર અદા કરવાના છે.

[૫] હજમાં તવાફે કુદૂમ અને તવાફે વિદાઅ છે. જ્યારે ઉમરહમાં આ બંનેવ તવાફ નથી.

[૬] ઉમરહ ફાસિદ કરવાથી અથવા નાપાકીની હાલતમાં તવાફ કરવાથી બકરી ઝબ્હ કરવી જરૂરી છે. જ્યારે હજમાં બકરી ઝબહ કરવી કાફી નથી.

[૭] ઉમરહની મિકાત બધા લોકો માટે હિલ છે. (હરમ શરીફની હદથી બહાર) જ્યારે મક્કા મુકર્રમહવાળા તથા આફાકી (ઉમરહ કરી મક્કા શરીફના રોકાણ બાદ) હજ માટે હરમ શરીફથી જ એહરામ બાંધશે. હાં, આફાકી જ્યારે પોતાના વતનથી આવશે ત્યારે ઉમરહ માટે પોતાની મિકાતથી એહરામ બાંધશે.

[૮] ઉમરહમાં તવાફ શરૂ કરતી વખતે તલ્બિય્યહ પઢવાનું બંધ

કરવામાં આવે છે. જ્યારે હજમાં છેલ્લા શયતાનને કાંકરી મારતી વખતે તલ્બિય્યહ પઢવાનું બંધ કરવામાં આવે છે.

## ❋ ઉમરહના ફર્ઝો ❋

**ઉમરહમાં બે ફર્ઝો છે : (૧) એહરામ (૨) તવાફ**

એહરામ માટે તલ્બિય્યહ અને નિય્યત બંનેવ ફર્ઝ છે. જ્યારે તવાફ માટે ફકત નિય્યત ફર્ઝ છે.

**ઉમરહના વાજિબો** : (૧) સફા–મરવહની સઈ કરવી. (૨) માથાના વાળ કપાવવા કે મૂંડાવવા.

**ઉમરહની રીત** : ઉમરહ માટે હજની જેમ મિકાતથી અથવા મિકાત પહેલાં એરપોર્ટ ઉપર ઉમરહનો એહરામ બાંધવો અને તલ્બિય્યહ પઢવું. એહરામની બે રકાઅત પઢી તલ્બિય્યહ સાથે નિય્યત કરતાં જ એહરામમાં મના કરેલ કામોથી બચવું. મક્કા મુકર્રમહના અદબોનો ખ્યાલ રાખી પ્રવેશવું. મસ્જિદે હરામમાં બાબુસ્સલામ અથવા બાબુલ્ઉમરહથી દાખલ થઈ રમલ અને ઈઝતિબાઅ સાથે તવાફના સાત ચક્કરો પુરા કરે. હજરે અસ્વદને બોસો અથવા દૂરથી ઈશારો કરી તલ્બિય્યહ પઢવાનું બંધ કરી આપે.

તવાફ બાદ બે રકાઅત પછી (મકામે ઈબ્રાહીમ પાસે) હજરે અસ્વદને ઈસ્તિલામ કરી બાબુસ્સફાથી નીકળી હજની જેમ સઈ કરે અને મરવહ ઉપર સાત ચક્કર પુરા કર્યા પછી હજામત બનાવી હલાલ થઈ જાય. આ મુજબ કરવાથી ઉમરહની વિધિ પુરી થઈ જશે.

**ઉમરહની ફઝીલત** : ઘણી હદીષોમાં ઉમરહની ફઝીલતો દર્શાવવામાં આવી છે. જેમાંથી અમુક આ પ્રમાણે છે :

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યુ કે, હજ અને ઉમરહ એક સાથે કરો. કારણકે એ બંનેવ ફકીરી અને ગુનાહોને એવી રીતે દૂર કરે છે, જેમકે ભટ્ટી લોખંડ, ચાંદી અને સોનાના મેલને દૂર કરે છે.

ઉપરોકત હદીષ શરીફથી માલુમ પડયું કે, હજ–ઉમરહથી ફકત ગુનાહો જ માફ નથી થતાં, પરંતુ તેની બરકતથી ગરીબી અને ફકીરી પણ દૂર થાય છે.

બીજી રિવાયતમાં છે કે, રમઝાન શરીફમાં ઉમરહનો સવાબ એક હજ બરાબર છે. એક રિવાયતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, તે હજ બરાબર સવાબ છે. જે મારી સાથે (આપ સ.અ.વ.) કરી હોય.

એક હદીષમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યુ કે, હાજી અને ઉમરહ કરનાર અલ્લાહ તઆલાના મહેમાન છે. તે અલ્લાહપાકથી દુઆ માંગે છે, તો કબૂલ ફરમાવે છે. અને મગફિરત ચાહે છે, તો મગફિરત કરી આપે છે.

**મસ્અલો** : ઉમરહનો પૂરો તવાફ અથવા વધુ ચક્કરો કે થોડા ચક્કરો ચાહે એક જ ચક્કર હોય, જો નાપાકી અથવા માસિક અવસ્થામાં અથવા વુઝૂ વગર કર્યા તો દમ વાજિબ થશે. અને જો પાક થઈને તવાફ દોહરાવી લીધો તો દમ માફ થઈ જશે.

**મસ્અલો** : ઉમરહનો કોઈ વાજિબ છોડવાથી મોટુ જાનવર અથવા સદકો વાજિબ નથી થતો. બલ્કે ફકત (દમ) નાનુ જાનવર અથવા મોટા જાનવરનો સાતમો ભાગ વાજિબ થશે. પરંતુ ઉમરહના એહરામમાં, એહરામમાં મના કરેલ કોઈ વસ્તુ કરવાથી હજના એહરામની જેમ દમ અથવા સદકો વાજિબ થશે.

## ❁ હજના પાંચ દિવસની એક ઝલક ❁

| હજનો પહેલો દિવસ ૮મી ઝિલ્હજ્જ | હજનો બીો દિવસ ૯મી ઝિલ્હજ્જ | હજનો ત્રીો દિવસ ૧૦મી ઝિલ્હજ્જ | હજનો ચોથો દિવસ ૧૧મી ઝિલ્હજ્જ | હજનો પાંચમો દિવસ ૧૨મી ઝિલ્હજ્જ |
|---|---|---|---|---|
| મક્કા મુકર્રમહથી મિના રવાનગી મિનામાં રોકાવું | ફજરની નમાઝ મિનામાં અદા કર્યા પછી અરફાત તરફ રવાનગી | મુઝદલિફામાં ફજરની નમાઝ પછી મિના તરફ રવાનગી | કાંકરી મારવી | કાંકરી મારવી |
| **ઝોહર** | ઝોહરની નમાઝ અરફાતમાં પઢવાની છે. | પહેલાં મોટા શયતાનને કાંકરી મારવી પછી | પહેલાં નાના શયતાનને પછી | પહેલાં નાના શયતાનને કાંકરી મારવી પછી |
| **અસર** | ઝોહર પછી અરફાતમાં થોભવું | કુર્બાની કરવી પછી | વચલા શયતાનને પછી | વચલા શયતાનને પછી |
| **મગરિબ** | અસરની નમાઝ પણ અરફાતમાં પઢવાની છે. | માથાના વાળા કપાવવા અથવા મુંડાવવા | મોટા શયતાનને કાંકરી મારવી | મોટા શયતાનને કાંકરી મારવી |
| **ઈશાં પઢવાની છે.** | મગરિબની નમાઝ પઢયા વગર મુઝદલિફા રવાનગી | તવાફે ઝિયારત માટે મક્કા મુકર્રમહ જવું | તવાફે ઝિયારત જો ગઈકાલે ન કર્યો હોય તો આજે કરી લે | તવાફે ઝિયારત જો આગલા બંનેવ દિવસોમાં ન કર્યો હોય તો આજે મગરિબ સુધીમાં કરવો જરૂરી છે. |
| **રાત્રે મિનામાં રોકાણ** | ઈશાના વખતે મગરિબ ઈશા મુઝદલિફામાં પઢવી રાત્રે મુઝદલિફામાં રાત્રે રોકાવું | રાત મિનામાં રોકાવું | રાત મિનામાં રોકાવું | ૧૩મી ઝિલ્હજજના રોકાવ–વાનો વિચાર હોય તો ઝવાલ પહેલાં કાંકરી મારી શકે છે. |

હજ્જની અદાયગીમાં વારંવાર પ્રશ્નો ઉપસ્થિત થવાને લઇ ઉલમાએ કિરામે સંયુકત રીતે ભેગા થઇ સંમેલનો આયોજીત કર્યા. અને તેમાં ઠરાવો પાસ કરી લોકો માટે સહુલતોવાળા ફત્વા આપ્યા. જેમાંથી જમીઅતે ઉલમાએ હિંદ અને ઇસ્લામિક ફિકહ એકેડમીના ઠરાવો રજુ કરૂં છું. હાજી સાહેબો ધ્યાનથી વાંચે અને આ સહુલતોથી ફાયદો ઉઠાવે.

# ૧૦મો ઓલ ઈન્ડિયા ફિકહી સેમીનાર

તા. ૨૧ થી ૨૪ જમાદિયુલ આખર ૧૪૧૮ હિ. મુતાબિક ૨૪ થી ૨૭ ઓકટોબર ૧૯૯૭, સ્થળ : હજ હાઉસ, મુંબઈ

**વિષય : હદ્દ્જ–ઉમરહના મસાઈલ બાબત ફૈસલા**

**ઠરાવ નંબર–૧** : હજ ઈસ્લામનો એક જરૂરી રૂકન છે. જે જીંદગીમાં એક જ વખત ફર્ઝ છે. સામાન્ય રીતે હાજીઓએ એના માટે લાંબા સફરની તકલીફો ઉઠાવવી પડે છે અને મોટી રકમો ખર્ચ કરવી પડે છે. એટલા માટે અલ્લાહ તઆલાએ તેનો અજ અને સવાબ પણ ઘણો રાખ્યો છે. અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આ ઈબાદતને એક પ્રકારનો જિહાદ ઠેરવ્યો છે. માટે હાજીઓએ જોઈએ કે તે આ રસ્તાની તકલીફોને એક સદ્‌ભાગ્ય સમજી વેઠે. હજના કામોમાં વધુથી વધુ સાવચેતી દર્શાવે અને જે મસાઈલમાં ફુકહાએ કિરામની વચ્ચે મતભેદ છે, એક કથનુસાર છૂટછાટ અને બીજામાં સાવચેતી છે તો આ સુરતમાં યથાશકિત પ્રમાણે એવી કોશિષ કરે કે તેનો અમલ બન્નેવ કથનો પ્રમાણે સહીહ થાય અને આ મોટી ઈબાદતને અદા કરવામાં પોતાની ઝાતને વધુ રાહત પહોંચાડવા અને આસાની શોધવાથી બચાવી શકે.

**ઠરાવ નંબર–૨** : મીકાતની હદથી બહાર રહેવાવાળા હોય અથવા મક્કા મુકર્રમહ અને હિલમાં રહેવાવાળા, જો તે મીકાતની હદના બહારથી મક્કા મુકર્રમહની નિય્યત કરી મિકાતથી આગળ વધે તો તેમના માટે જરૂરી છે કે તે એહરામ બાંધીને જ મીકાતની આગળ વધે. ચાહે હજ અને ઉમરહની નિય્યતથી જાય અથવા બીજા કોઈ મકસદથી જાય.

હાલના સંજોગોમાં જ્યારે કે વેપારીઓ, ઓફિસોમાં કામ કરનારા, ટેકસી ચલાવવાવાળા અને બીજા ધંધાકીય માણસોને કોઈ વખતે દરરોજ, કદી બીજા, ત્રીજા દિવસે અને અમુક લોકોને તો એક જ દિવસમાં એકથી વધુ વખતે હરમમાં પ્રવેશવું પડે છે. એવી હાલતમાં આ લોકોએ એ દરેક વખતે એહરામ અને ઉમરહ અદા કરવાની પાબંદી ઘણી મુશ્કેલ છે.

એટલા માટે આ લોકોએ એહરામ બાંધ્યા વગર હરમની હદમાં દાખલ થવાની ગુંજાઈશ રહેશે.

**ઠરાવ નંબર–૩** : જે લોકો મક્કા મુકર્રમહના સ્થાનિક રહેવાસી છે, અથવા ત્યાં ફકત રહે છે, તેમના માટે હકીકતમાં તમત્તુઅ નથી. એટલા માટે આ લોકોએ હજના મહિનાઓમાં ઉમરહ કરવાનો નથી. તે માણસ જેના ઉપર આ વર્ષે હજ ફર્ઝ છે અને તે આ વર્ષે હજનો ઈરાદો રાખે છે, તેણે હજના મહિનાઓમાં મીકાતની બહાર જવાથી બચવું જોઈએ અને જો તે વેપાર, ઓફિસ અને પોતાની ધંધાકીય લાચારીને કારણે બહાર જવા માટે મજબૂર છે તો તે ઠરાવ નં. ૨ પ્રમાણે અમલ કરતાં મીકાતથી અંદરમાં પ્રવેશ થતા એહરામ ન બાંધે અને ઉમરહ ન કરે.

મક્કાના રહેવાસી હોવાનો અર્થ એ કે, હજના મહિના શરૂ થતાં પહેલા કાયદેસર રીતે મક્કા મુકર્રમહમાં આવી રહેતો

હોય અથવા ઓછામાં ઓછા એક વર્ષથી ત્યાં સ્થાયી થયો હોય.

**ઠરાવ નંબર–૪** : તમત્તુઅ કરવાવાળા આફાકી હાજીઓ હજનો એહરામ બાંધવાથી પહેલા વધુ ઉમરહ કરી શકે છે.

**ઠરાવ નંબર–૫** : કાંકરી મારવા વિશે સામાન્ય રીતે હાલના સંજોગોમાં હાજીઓમાં રિવાજ થઈ ગયો છે કે, મામુલી અગવડ અને બહાના બલ્કે વગર કારણે પણ લોકો પોતે શયતાનને કાંકરા મારવા જતા નથી. બીજાને પોતાનો નાયબ બનાવે છે. બધા જ ઉલ્માએ કિરામ આ વાત ઉપર સહમત છે કે, આ સુરતમાં હજનો એક વાજિબ છૂટી જાય છે. આ નાયબ બનાવવું શરઈ રીતે માન્ય નથી અને આ પ્રમાણે કરનાર ઉપર દમ વાજિબ છે.

હાં, જે લોકો 'જમરાત' સુધી ચાલીને જવા શકિતમાન નથી અથવા સખ્ત બિમાર કે કમઝોર છે, તેમના માટે નાયબ બનાવવો જાઈઝ છે.

**ઠરાવ નંબર–૬** : ફકત ભીડ હોવી ઉઝર (અગવડ) નથી. એનો સારો ઉપાય આ છે કે, જો કોઈ માણસ ભીડમાં જઈ કાંકરી નથી મારી શકતો, તે સુન્નત વખત પછી જાઈઝ વખતે અને વધારે તકલીફ હોય તો મકરૂહ વખતમાં પણ રમી કરી શકે છે. એના માટે આ મકરૂહ પણ નહીં રહેશે.

**ઠરાવ નંબર–૭** : હન્ફી મસ્લક પ્રમાણે ૧૦ ઝિલ્હજ્જના અમલો કાંકરી મારવી, ઝબ્હ કરવું અને માથું મૂંડાવવાને ક્રમવાર કરવું વાજિબ છે અને સાહિબૈન (ઈમામ અબૂ યૂસુફ તથા ઈમામ મુહમ્મદ) તથા વધુ પ્રમાણમાં ઉલમાએ કિરામના મત મુજબ આ ક્રમ સુન્નત છે. ક્રમના વિરૂધ્ધ કરવાથી દમ વાજિબ નથી. હાજીઓએ જ્યાં સુધી બની શકે ક્રમનો ખ્યાલ રાખવો જોઈએ.

છતાં ભીડ, સખ્ત ગરમી અને કુરબાનીની જગ્યા દૂર હોવાના કારણોસર સાહિબૈન અને બીજા ઈમામોના કથન ઉપર અમલ કરવાની ગુંજાઈશ છે. માટે જો આ અમલો ક્રમના વિરૂધ્ધ થઈ જાય તો પણ દમ વાજિબ થશે નહીં.

**ઠરાવ નંબર–૮ :** આખા જગતમાંથી લાખો હાજીઓ હજજના દિવસોમાં મક્કા મુકર્રમહ પહોંચે છે અને હજના અરકાન અદા કરે છે.

**(અ)** હજની બધી જ વ્યવસ્થાની સંપૂર્ણ જવાબદારી સાઉદી સરકાર ઉપર છે. હજ એક સામૂહિક ઈબાદત છે. તેને વ્યવસ્થિત અને ચોકસાઈપૂર્વક કાયદાઓના પાલન સાથે અદા કરવી જરૂરી છે. લાખો માણસોનુ થોભવું, સફર કરવો, તેમની તંદુરૂસ્તી, જાનમાલની હિફાઝત, વ્યવસ્થાપૂર્વક કાયદાના પાલન વગર અશકય છે. આવા સંજોગોમાં સાઉદી સરકાર ઘણી વ્યવસ્થિત અને કાયદાકીય પાબંદીઓ લગાવે છે. જેનાથી હાજીઓની સંખ્યા એટલા પ્રમાણમાં રહે કે સારી રીતે વ્યવસ્થા થઈ શકે. સાઉદી સરકારના આ વ્યવસ્થાકિય કાયદાઓનું પાલન કરવું દરેકે જરૂરી છે. આ ભલાઈનો હુકમ છે, જેનું પાલન કરવું જરૂરી છે. માટે સરકારી કાયદા પ્રમાણે સાઉદીમાં સ્થિત મુસલમાનોને જો દર વર્ષે હજ કરવાથી રોકવામાં આવે તો તેની પાબંદી કરવી શરઈ રીતે જરૂરી છે.

**(બ)** જો કોઈ માણસ આ પાબંદીઓની વિરૂદ્ધ કરીને હજનો એહરામ બાંધી મીકાતથી આગળ વધી જાય અને પછી પકડાઈ જાય અને તેને સાઉદીનું વહીવટીતંત્ર પાછો કાઢે તો તેનો હુકમ પણ તે જ છે, જે શરઈ રીતે હજથી રોકનારનો છે.

એટલે કે તેણે હરમમાં એક દમ આપવો વાજિબ થશે

અને જે તારીખ અને જે નક્કી કરેલ સમયે હરમમાં એના તરફથી દમે ઈહસાર (હજથી રોકવામાં આવવાને કારણે લાગુ પડેલ દમ) અદા કરવામાં આવશે. તે સમયે તે એહરામની પાબંદીઓથી મુકત થશે.

ફરી જો તે ઉમરહનો એહરામ બાંધી લે તો તેણે ત્યારબાદ ઉમરહની કઝા કરવી પડશે અને જો તેણે હજનો એહરામ બાંધી લીધો તો તેણે હજની કઝા કરવી પડશે અને હલાલ થવા માટે એક ઉમરહ કરવો પડશે.

**ઠરાવ નંબર–૯ :** જો શરીઅત પ્રમાણે હકીકતમાં હજ્જે બદલ હોય તો સામાન્ય કાયદા પ્રમાણે તેણે હજ્જે ઈફરાદ કરવી જોઈએ. પરંતુ હજ્જે બદલ કરનારે જોઈએ કે હજ્જે બદલ કરાવનારને મસ્અલો સમજાવી તેનાથી હજ્જે તમત્તુઅ અથવા કોઈપણ પ્રકારની હજની પરવાનગી લઈ લે. જો કોઈ કારણથી તેણે પરવાનગી નહીં લીધી તો સામાન્ય રીતે હજ્જે તમત્તુઅ કરવામાં આવે છે. હજ કરાવનાર પોતે જો હજ કરે તો તે પણ સહુલતને લઈ હજ્જે તમત્તુઅ કરે. માટે લોકપ્રચલિત અને સામાન્ય આદતને લઈ હજ કરનાર માટે હજ્જે તમત્તુઅની પરવાનગી સમજવામાં આવશે. આ સુરતમાં મીકાતથી ઉમરહનો એહરામ પણ હજ કરાવનાર તરફથી કરવાનો રહેશે અને આ સુરતમાં દમે શુક્ર (હજ ઉમરહ ભેગા થવાના શુક્રિયહ રૂપે) પણ હજ કરાવનારની રકમમાંથી અદા કરવામાં આવશે.

**ઠરાવ નંબર–૧૦ :** જો તવાફે ઝિયારતથી પહેલા કોઈ ઔરતને માસિક અથવા સુવાવડસ્થાનું ખૂન આવી જાય અને તેના નક્કી કરેલ પ્રોગ્રામ પ્રમાણે ગુંજાઈશ નથી કે તે માસિકથી પાક થઈ તવાફે ઝિયારત કરી શકે તો તેના માટે જરૂરી છે કે તે

દરેક રીતે આ કોશિષ કરે કે તેના સફરની તારીખ આગળ વધી શકે, જેથી તે પાક થઈ તવાફે ઝિયારત અદા કરવા બાદ પોતાના ઘરે પાછા ફરી શકે. પરંતુ જો તેની બધી બનતી કોશિષો બેકાર જાય અને પાક થવા પહેલા તેને સફર કરવો જરૂરી થઈ જાય તો એવી હાલતમાં તે તવાફે ઝિયારત અદા કરી શકે છે. આ તવાફે ઝિયારત શરઈ રીતે માન્ય ગણાશે અને તે ઔરત સંપૂર્ણ રીતે હલાલ થઈ જશે. પરંતુ તેના ઝિમ્મે એક મોટા જાનવરની કુર્બાની (દમે જિનાયત) હરમ શરીફની હદમાં જરૂરી રહેશે.

**ઠરાવ નંબર–૧૧** : હજના સફરમાં કોઈ ઔરતનો ધણી મરણ પામે અને તે સ્ત્રીએ હજુ સુધી એહરામ નથી બાંધ્યો અને તેના માટે પોતાના વતન પાછુ ફરવુ શકય છે તો તે પોતાના વતન પાછા ફરી ઈદ્દત ગુઝારે અને જો એહરામ બાંધી ચૂકી છે અથવા પાછુ ફરવુ મુશ્કેલ છે તો તે ઈદ્દતના દિવસોમાં હજ અને ઉમરહ અદા કરી લે.

**ઠરાવ નંબર–૧૨** : હજનો સફર કરનાર હજના દિવસોથી એટલો વહેલો મક્કા મુકર્રમહ પહોંચી રહયો છે કે મક્કા મુકર્રમહમાં પંદર દિવસ થોભવા પહેલા જ હજ શરૂ થઈ જાય છે અને મિના ચાલ્યો જાય છે તો મુસાફિર ગણાશે. એણે ચાર રકઅતવાળી નમાઝોમાં કસર (બે રકઅત) પઢવી પડશે. (હવે મિના તથા મુઝદલિફાને મક્કા મુકર્રમહમાં શામિલ કર્યા છે, માટે હવે હુકમ બદલાય જશે. જે રમીના વર્ણનમાં આવી ચૂકયો છે.)

**ઠરાવ નંબર–૧૩** : અરબ દેશોમાં સામાન્ય રીતે વિત્રની ત્રણ રકઅતો બે સલામથી અદા કરવામાં આવે છે. હન્ફી મસ્લકવાળા માટે એવા ઈમામની પાછળ વિત્રની નમાઝ

પઢવાની ગુંજાઈશ છે. જો ઈમામ વિત્રની ત્રણ રકઅતો બે સલામથી અદા કરે તો હન્ફી મુકતદી બે રકઅત પછી સલામ ન ફેરવે અને ઈમામની સાથે ત્રીજી રકઅત માટે ઉભો થઈ જાય.

## ❃ હજના પાંચ દિવસો ❃

**પહેલો દિવસ (આઠમી ઝિલ્હજ્જ) :**

ઝિલ્હજ્જની ૮મી તારીખથી હજના અરકાનો શરૂ થઈ જાય છે. ૮મીના સૂર્ય ઉગ્યા પછી એહરામની હાલતમાં બધા હાજીઓએ મિના જવાનું છે.

મુફરિદ અને કારિનનો એહરામ તો પહેલેથી બાંધેલો છે, પરંતુ મુતમત્તિઅ, જેણે ઉમરહ કરીને એહરામ ખોલી નાંખ્યો હતો, એ જ પ્રમાણે હરમવાસીઓ આજે એહરામ બાંધશે. તો સુન્નત પ્રમાણે ગુસલ કરી એહરામની ચાદરો પહેરી મસ્જિદમાં આવે અને મુસ્તહબ છે કે, તવાફ કરે અને તવાફની બે રકાઅત નમાઝ પઢે અને હજની નિય્યત આ પ્રમાણે કરે :

અય અલ્લાહ ! હું આપની રઝામંદી માટે હજનો ઈરાદો કરૂં છું. આપ મારા માટે એને આસાન કરી કબૂલ કરો. આ નિય્યત સાથે તલ્બિયહ પઢે :

لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ لَبَّيْكَ لَاشَرِيْكَ لَكَ لَبَّيْكَ

اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَكَ وَالْمُلْكَ لَاشَرِيْكَ لَكَ.

**લબ્બયક અલ્લાહુમ્મ લબ્બયક,**

**લબ્બયક લાશરીકલક લબ્બયક,**

**ઈન્નલહમ્દ વન્નિઅમત લક વલ્મુલ્ક લા શરીક લક.**

તલ્બિયહ પઢતાં જ એહરામ શરૂ થઈ ગયો. હવે

એહરામની બધી જ પાબંદીઓ જરૂરી થઈ ગઈ. ત્યારબાદ મિના માટે રવાના થાય.

આજકાલ મુઅલ્લિમો ભીડને કારણે સહુલત માટે રાતના જ બસોમાં મિના રવાના કરી આપે છે. અને ફજરની નમાઝ ત્યાં પઢવામાં આવે છે. તો સહુલત અને ભીડથી બચવા તથા શાંતિથી પોતાના તંબૂમાં સ્થાયી થઈ જવા માટે રાત્રે પણ જઈ શકાય છે. જેથી ઝોહર પહેલાં આરામ પણ મળી રહે.

## ❁ સ્ત્રીઓ અને પુરૂષોનું એકત્રિત થવું ❁

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ અને ફઝલ ઈબ્ને અબ્બાસ રદી.થી એક રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે, જે માણસ હજમાં ખાસ કરીને અરફાતમાં પોતાની ઝબાન અને કાનને સાચવશે તો અલ્લાહ તઆલા આ હજના અરફાતના દિવસથી લઈ આવતી હજના અરફાતના દિવસ સુધી બધા જ ગુનાહ માફ કરી દે છે. મતલબ એ છે કે, તેની હજ કબૂલ થઈ જાય છે અને વર્ષ દરમિયાન જો કોઈ ગુનાહ થઈ જાય તો તૌબાની તૌફિક થઈ જાય છે. અને જે માણસ પોતાની ઝબાન, આંખ, કાનની હિફાઝત નથી કરતો, તો એના માટે કોઈ જીમ્મેદારી નથી. અને જોવામાં આવે છે કે, હજ ગાર્ડો (વ્યવસ્થાપકો) તરફથી ખરાબ વાત એ છે કે ગેરમહરમ મર્દ–ઓરત માટે એક જ રૂમમાં રહેવાની વ્યવસ્થા કરવામાં આવે છે. ખાસ કરીને મક્કા મુકર્રમહમાં લાંબુ રહેવાનું થાય છે. તેમાં મર્દ–ઓરત એકત્રિત થાય છે. એવી જ રીતે મિનામાં રહેઠાણની વ્યવસ્થા પણ ભેગાં જ કરવામાં આવે છે. બલ્કે અમુક તંબુઓમાં ઓરતો કિબ્લા તરફ સુધી જાય છે અને મર્દ તેમની પાછળ હોય છે. ન નમાઝની વ્યવસ્થા, ન રહેઠાણની

વ્યવસ્થા. બિલ્કુલ હળીમળીને રહે છે. આ બધી વસ્તુઓ ઈબાદતની રૂહ ખતમ કરી નાખે છે. જ્યારે મુઅલ્લીમ તરફથી કોઈ વ્યવસ્થા નથી તો પોતે હાજીઓની જવાબદારી છે કે રૂમમાં રહેવાવાળી ઓરતોને એક તરફ કરી દે અને પોતે એક તરફ થઈ જાય અને વચમાં પરદો લટકાવી દે. તેવી જ રીતે મિનાના તંબુઓમાં પણ ઓરતોને પાછળ રાખે અને મર્દોને આગળની તરફ. અને વચમાં એવો પરદો નાંખી દે કે કોઈ જાતનો મેળમેળાપ ન રહે, તેમજ અરફાતમાં પણ પોતાના તંબુઓમાં ઓરતોને પાછળ રાખે અને મર્દ પાબંદીની સાથે આગળ રહે. જેથી ઈબાદતમાં એકાગ્રતા રહે. અને મેળમેળાપના નતીજામાં ઈબાદતની રૂહ ખતમ ન થઈ જાય. ગુજારીશ છે કે આના પર અમલ થશે.

મિનામાં ૮મી ઝિલ્હજ્જના ઝોહરની નમાઝથી લઈ ૯મી ઝિલ્હજ્જની સવાર સુધી પાંચ નમાઝો પઢવી અને રાત્રે મિનામાં થોભવુ સુન્નત છે. જો આ રાત્રે મીનામાં ન રહયો અથવા અરફાત પહોંચી ગયો તો મકરૂહ છે. માટે કાયદેસર ઉઝર વગર મિના સિવાય કોઈ જગ્યાએ રાત્રી રોકાણ ન કરવુ જોઈએ.

**મસ્અલો** : કારિન જે પહેલાંથી એહરામની હાલતમાં છે, તેણે જો તવાફે કુદૂમ નથી કર્યો તો તેના માટે સુન્નત છે કે, ૮મી ઝિલ્હજ્જે મિના જવા પહેલાં કુદૂમ કરી લે અને અફઝલ છે કે, તવાફે કુદૂમ પછી જ સઈ કરે. એવી હાલતમાં તવાફના બધા ચક્કરોમાં ‘ઈઝતિબાઅ’ કરે. પહેલા ત્રણ ચક્કરોમાં રમલ કરે (આ તવાફે ઝિયારતની સઈ ગણાશે.) અને જો હજ્જની સઈ તવાફે ઝિયારત પછી કરવા ચાહે તો તવાફે કુદૂમમાં ઈઝતિબાઅ અને રમલ ન કરે. હવે તવાફે ઝિયારતમાં રમલ

કરવુ પડશે. ઈઝતિબાઅ નહીં કરવુ પડે. કારણકે આ સમયે તે એહરામ ઉતારીને સિવેલા કપડાં પહેરી ચૂકયો હશે (જો એહરામની હાલતમાં હોય તો ઈઝતિબાઅ કરે).

**મસ્અલો** : હજનો એહરામ મસ્જિદે હરામમાં બાંધવો મુસ્તહબ છે. હરમની હદમાં ગમે ત્યાંથી બાંધી શકે છે. જો મસ્જિદે હરામ પહોંચવામાં કોઈ અડચણ હોય તો પોતાના રહેઠાણથી પણ એહરામ બાંધી શકે છે.

**મસ્અલો** : તમત્તુઅવાળા માટે તવાફે કુદૂમ કરવાનો નથી. માટે તે તવાફે ઝિયારતમાં રમલ કરે, ત્યારબાદ પછી સઈ કરે, પરંતુ જો હજની સઈ મિના જવા પહેલાં કરવા ચાહે તો તેના માટે જરૂરી છે કે, હજનો એહરામ બાંધી એક નફલી તવાફ કરે. તેના બધા ચક્કરોમાં 'ઈઝતિબાઅ' અને પ્રથમ ત્રણ ચક્કરોમાં રમલ કરે. પરંતુ હજ્જે તમત્તુઅ કરવાવાળા માટે અફઝલ એ છે કે તવાફે ઝિયારત પછી સઈ કરે.

**મસ્અલો** : મુફરિદ (ફકત હજ્જની નિય્યત કરનાર) તો પહેલેથી જ એહરામમાં હોવાના લઈ તેણે તવાફે કુદૂમ કરી લીધો હશે. તેના માટે અફઝલ છે કે તે હજ્જની સઈ તવાફે ઝિયારત પછી કરે અને ૮મી ઝિલ્હજ્જના કોઈપણ અરકાન કર્યા વગર જ મિના રવાના થઈ જાય, પરંતુ જો તે હજની સઈ મિના જવા પહેલાં કરવા ચાહતો હોય તો ઉપર દર્શાવ્યા પ્રમાણે (મુત મત્તિઅની જેમ) સઈ કરી મિના જવા રવાના થાય.

**મસ્અલો** : મિનામાં મસ્જિદે ખયફની નજીક થોભવુ મુસ્તહબ છે, પરંતુ હવે મુઅલ્લિમો તરફથી તંબૂ નક્કી કરી આપવાને લઈ ત્યાં ભીડ હોય અથવા જવામાં અડચણ હોય તો જ્યાં જગ્યા મળે ત્યાં થોભે.

આઠમી (૮) ઝિલ્હજજના મિનાના રોકાણ દરમિયાન ઈબાદતોમાં (નમાઝ, ઝિક્ર, તિલાવત)માં પોતાનો ટાઈમ પસાર કરે. બેકાર વાતો, ફુઝૂલ કામો અને ગીબત જેવા મહાન ગુનાહથી પોતાને બચાવે.

## ❋ બીજો દિવસ ❋

**મિનાથી અરફાત (૯મી ઝિલ્હજ્જ) :**

૯મી ઝિલ્હજજના ફજરની નમાઝ પછીથી તકબીરે તશ્રીક શરૂ થઈ જાય છે. માટે મિનામાં અને અરફાતમાં બંનેવ જગ્યાઓએ ફર્ઝ નમાઝો પછી એક વખત આ તકબીર પઢે :

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ لَااِلٰهَ إِلَّا اللّٰهُ وَ اللّٰهُ اَكْبَرُ
اَللّٰهُ اَكْبَرُ وَلِلّٰهِ الْحَمْدَ

**અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વલિલ્લાહિલ્હમ્દ.**

**મસ્અલો** : ૯મી ઝિલ્હજજથી ૧૩મી ઝિલ્હજજ સુધી પહેલાં તકબીર પઢવી, પછી તલ્બિયહ પઢવું. પરંતુ ૧૦મી ઝિલ્હજજની રમી સાથે જ તલ્બિયહ પઢવાનું ખતમ થઈ જશે. હવે ૧૩મીની સાંજ સુધી ફકત તકબીર પઢવામાં આવશે.

૯મી ઝિલ્હજજના ફજરની નમાઝ ઈસ્ફાર (સવારનું અજવાળુ સારી રીતે ફેલાઈ જાય ત્યારે)માં પઢે અને જ્યારે સૂર્યોદય થાય તો અરફાત જવા રવાના થઈ જાય. ૯મી ઝિલ્હજજ પહેલાં અથવા સૂરજ ઉગ્યા પહેલાં રવાના થવું સુન્નતની વિરૂદ્ધ છે. પરંતુ આજકાલ ભીડ તથા બસો સમયસર ન મળવાને કારણે મુઅલ્લિમો વહેલા મોકલી આપે છે. ત્યાંના સંજોગો અને હાલાતને લઈ આ પણ એક ઉઝર છે. માટે અલ્લાહ

પાકની રહમતથી ઉમ્મીદ છે કે સુન્નત છૂટવાનો ગુનોહ માફ કરી દેશે. ઈ.અલ્લાહ.

અરફાત તે જગ્યા છે, જ્યાં હઝરત આદમ અલૈહિસ્સલામ અને હઝરત હવ્વા રદી.નું જન્નતમાં થયેલ જુદાઈ બાદ મિલન થયુ હતું. આ મેદાનના કોઈપણ ભાગમાં નવમીના ઝવાલ બાદ અથવા રાતના કોઈપણ ભાગમાં રોકાવુ ફર્ઝ છે, પરંતુ સૂરજ ડુબ્યા પહેલાં અરફાતની હદમાંથી જવાથી દમ વાજિબ થશે. માટે સૂર્યાસ્ત સુધી થોભે.

**મસ્અલો** : હજનો સૌથી મોટો અને મહત્વનો ફર્ઝ અરફાતમાં થોભવુ છે. અરફાતમાં રોકાણ દરમિયાન વાજિબ છે કે, સૂરજ ડુબવા પહેલાં આવનારે સૂર્યાસ્ત સુધી થોભવુ. એટલે કે સૂર્ય અથમાય ત્યારે અરફાતમાં હોય.

પરંતુ જે માણસ ૯ ઝિલ્હજ્જના અરફાત ન જઈ શકયો અને ૧૦મીની રાત્રે આવીને થોભે તો થોડો સમય રોકાવાથી પણ ફર્ઝ અદા થઈ જશે.

અરફાતમાં નિય્યત કરવી જરૂરી નથી, મુસ્તહબ છે. એ જ પ્રમાણે થોભવા માટે ઉભુ રહેવુ પણ જરૂરી નથી. બેઠા, સૂતાં, જાગતા, ઉંઘતા પણ વુકૂફ થઈ જશે, પરંતુ વિના કારણે સુવું મકરૂહ છે.

ઝવાલ થતાં જ થોભવાનો સમય શરૂ થઈ જાય છે. આ સમયને ઘણો કિંમતી સમજી ઈબાદતોમાં પોતાને ખૂબ મશ્ગુલ રાખે. દુઆ માંગવામાં કોઈ જ કમી ન કરે. જે રબ્બે અકરમથી માંગીએ છીએ, તેના ખજાનામાં કોઈ વસ્તુની કમી નથી. આસ્માન અને ઝમીનના સઘળા ખજાનાનો તે માલિક છે. માટે પોતાના માટે, વાલિદૈન, સગાં–સંબંધીઓ અને સઘળા

મુસલમાનો માટે ખૂબ આજીઝી અને નમ્રતાથી માંગે. આજે માંગવાનો ખાસ દિવસ છે.

**મસ્અલો** : એહરામ બાંધ્યા બાદ અરફાતમાં થોભવા પહેલાં કોઈએ પત્ની સાથે સંભોગ કરી લીધો તો હજ ફાસિદ થઈ જશે, અને તેના ઉપર ત્રણ ચીજો વાજિબ થઈ જશે.

૧. એક નાનું જાનવર હલાલ કરે. (બકરી)

૨. એહરામ સાથે હજની બાકી ક્રિયાઓ પુરી કરે.

૩. એહરામમાં મના કરેલ બધી જ વસ્તુઓથી બચતો રહે અને આવતા વર્ષે નવા એહરામ સાથે આ હજની કઝા કરે. ચાહે આ હજ નફલી હોય.

## મીનાનું મકકા મુકર્રમહમાં શામિલ હોવું :

બધી જુની કિતાબોમાં આ લખ્યુ છે કે, મક્કા મુકર્રમહ અને મીના બન્નેવ અલગ–અલગ જગાઓ છે. પરંતુ આ જમાનામાં મક્કા મુકર્રમહની વસ્તી મીના સાથે મળી ગઈ છે અને બન્નેવ જગાની મ્યુનિસિપાલિટી પણ એક છે. મક્કા મુકર્રમહની મોટી હોસ્પિટલ ખાસ મીનાની હદમાં આવેલી છે, જે આખુ વર્ષ ખુલ્લી રહે છે. તથા રાબતએ આલમે ઈસ્લામીની ઓફીસ પણ મીનામાં આવેલી છે. માટે હવે મીના પર પણ મક્કા મુકર્રમહના અહકામ લાગુ પડશે. અને તેને મક્કા મુકરમહમાં શામેલ કરી હાજીઓ સાથે આ મસ્અલા જોડાશે (સંબંધિત થશે).

[૧] જે શખ્સ ઝિલ્હજજની ૯ તારીખ પહેલાં પંદર દિવસથી મક્કા મુકર્રમહ સ્થાયી હોય તો તેણે પુરી નમાઝ પઢવી પડશે. પહેલાં આ સિલસિલામાં ૮મી તારીખથી ગણના થતી હતી, પણ હવે ૯મી તારીખનો એઅતેબાર થશે.

કારણકે તે જ દિવસે મીનાથી અરફાત જવાનું હોય છે.

[૨] જે શખ્સ પહેલેથી સ્થાયી ન હોય અને તે ૧૦મી ઝિલ્હજ્જથી આગલા પંદર અથવા વધારે દિવસ મક્કામાં રહેવાનો હોય તો તે મીનામાં જ દસ તારીખે ઝોહરના વખતથી મુકીમ ગણાશે અને પુરી નમાઝ પઢવી પડશે.

[૩] એવો હાજી જે પહેલાથી મુકીમ હોય અથવા ૧૫ દિવસની નિય્યતથી મુકીમ થઈ ગયો હોય તો ૧૦ ઝિલ્હજ્જાએ મુકીમ હોવાને લીધે તેના પર કુર્બાની પણ વાજિબ થશે. (આ કુર્બાની દમે શુક્રના સિવાયની છે.) આ કુર્બાની હરમની હદમાં કરવી જરૂરી નથી, પોતાના વતનમાં પણ કુર્બાની કરાવી શકે છે. અને જો આ મુકીમે ઈદના દિવસોમાં (૧૦, ૧૧, ૧૨) કુર્બાની ન કરી તો પછી કુર્બાનીની કિંમતનો સદકો આપવો જરૂરી છે.

આમ તોર ફિકહની કિતાબોમાં લખેલું છે કે, જો કોઈ માણસ મક્કા મુકર્રમહમાં પહોંચ્યો અને ૮ ઝિલ્હજ્જ સુધી તેના પંદર દિવસ પુરા નથી થતા તો તેને નમાઝોમાં કસ્ર કરવાની રહેશે. કારણકે આઠ તારીખે તો કોઈપણ સંજોગોમાં તેણે મક્કા મુકર્રમહ છોડવાનું છે. માટે તેની પંદર દિવસની ઈકામત (થોભવાની) નિય્યતનો એઅતેબાર ન થશે. આ તે વખતની વાત છે જ્યારે મીના મક્કા મુકર્રમહથી અલગ હતું. હવે સુરતે હાલ એ છે કે, મક્કા મુકર્રમહની આબાદી મીનાને પણ વટાવી ગઈ છે અને મીના મક્કાનો એક મહોલ્લો બની ચૂકયુ છે. જેમકે સ્થાયી લોકોથી પુછવાથી અને જોવાથી ખબર પડી. બન્નેવની મ્યુનિસિપાલિટી એક જ છે. માટે હવે ૮ તારીખ નહિં, પણ ૯ તારીખને એઅતેબાર થશે.

## મીનામાં જુમ્આની નમાઝ કાયમ કરવી :

મીનાનું મક્કા મુકર્રમહમાં શામેલ થઈ જવાથી તેના સંબંધિત ચોથો મસ્અલો એ છે કે, જો મીનામાં રહેવાના દિવસો (૧૦, ૧૧, ૧૨, ૧૩ ઝિલ્હજ્જ)માં જુમ્આ આવી જાય તો ત્યાં જુમ્આ કાયમ કરવી જરૂરી છે. જો મસ્જિદમાં જુમ્આની નમાઝ કાયમ ન થાય તો તંબુઓમાં અલગ–અલગ જમાઅતોની સાથે જુમ્આની નમાઝ પઢવી પડશે. એટલા માટે કે આ પણ એક શહેરના હુકમમાં આવી ચૂકયું છે.

## મીનાના દિવસોમાં મુઝદલિફામાં થોભવુ :

મીનાની હદ શરીઅતમાં નક્કી છે. જ્યાં સાઉદી હુકૂમતે મોટા લીલા બોર્ડ લગાવી રાખ્યા છે. પરંતુ સન હિજરી ૧૪૨૦ થી હુકૂમતે તંબુઓની સલામતી અને વ્યવસ્થા વધુ મજબૂત બનાવવા માટે તંબુઓનો સિલસિલો ફકત મીના સુધી સિમિત ન રાખી મુઝદલિફાના વિસ્તારમાં પણ ફેલાવ્યો છે. મુઝદલિફામાં બનાવેલા તંબુઓમાં હજારો હાજીઓના રહેવાની વ્યવસ્થા છે. હવે આ સુરતે હાલમાં મીનામાં રાત ગુજારવાની જે ખાસ સુન્નત છે, તે છૂટી રહી છે. માટે જો મુઝદલિફામાં રહેવાવાળા હાજીઓને સહુલતની સાથે મિનાની હદમાં રહેવાનુ મળે તો ઠીક, નહી તો જો મુઝદલિફામાં રહેવુ પડે. જેમકે આજકાલ થઈ રહયુ છે. તો તેના કારણથી તેના પર કોઈ દમ વાજિબ ન થશે. અને હુકૂમતી વ્યવસ્થાની મજબુરીના કારણે ઈન્શાઅલ્લાહ સુન્નત છોડવાનો ગુનોહ પણ ન થશે. અને મુઝદલિફામાં રહેવાવાળા હાજીઓ જો અરફાતથી પાછા આવી મુઝદલિફાની હદમાં આવેલ પોતાના તંબુઓમાં રાત ગુજારે તો મુઝદલિફા થોભવાનો અમલ પણ પૂર્ણ થઈ જશે.

## મુઝદલિફાના બારામાં ઉલમાએ કિરામ અને મુફ્તી હઝરાતનો ફતવો :

પહેલા જમાનામાં મક્કા મુકર્રમહ, મીના, મુઝદલિફા અને અરફાત બધા અલગ–અલગ સ્થળો હતા. આ સ્થળોની વસ્તી એકબીજા સાથે મળેલી ન હતી. માટે લાંબા વખતથી તેના પર જ એઅતેબાર કરીને કસ્ર અને ઈતમામના (પુરી નમાઝ પઢવા ન પઢવાનો) મસાઈલ બતલાવવામાં આવતા હતા. પણ પાછલા અમુક વર્ષોથી મક્કા મુઅઝઝમહની વસ્તીમાં એટલી તેજીથી વધારો થયો છે કે મીના ત્રણ બાજુથી મક્કા મુકર્રમહની સાથે મળી ચૂકયું છે. માટે સન હિ. ૧૪૨૦માં પ્રખર ઉલમા અને મુફતીઓએ પોતાની નજરોથી જોઈને મીનાના મક્કામાં શામેલ હોવાનો ફતવો આપ્યો.

ફરી ૧૪૨૪માં ઉપરોકત સ્થળોને જોવામાં આવ્યા તો માલુમ પડયું કે, મુઝદલિફા પણ મક્કા મુકર્રમાની વસ્તીથી લગોલગ થઈ ચૂકયુ છે. માટે હવે નમાઝ પુરી પઢવા ન પઢવા વિશે મુઝદલિફાનો હુકમ પણ મક્કા મુકર્રમાનો જ રહેશે અને જે હાજીઓનો મક્કા મુકર્રમાનો આવવા–જવા દરમિયાન થોભવાનો સમય પંદર દિવસનો થાય છે, તેઓ પુરી નમાઝ પઢશે. અને આ મુદતમાં મીના અને મુઝદલિફામાં રાત ગુજારવાથી તેના મુકીમ હોવામાં કોઈ ફર્ક નહીં પડે. કારણકે મીના અને મુઝદલિફા હવે મક્કા મુકર્રમહના હુકમમાં છે. અને અરફાતમાં પણ દિવસમાં થોભવાનું હોવાથી ત્યાં પણ પુરી નમાઝ પઢશે.

યાદ રહે કે આ ફતવાનો સંબંધ પવિત્ર શઆઈર (મિના, મુઝદલિફા, અરફાત)ની શરઈ હદથી નથી. કારણકે આ બધાનો

દારોમદાર (આધાર) વહી પર છે. તેમાં વધારા–ઘટાડાનો કોઈને હક નથી. હાં, નમાઝ પુરી પઢવા ન પઢવાના બારામાં તે હુકમ હશે, જે ઉપર રજૂ થઈ ચૂકયો. આ ફતવા પર નીચેના ઉલમા અને મુફતીઓની મોહર છે :

[૧] હઝરત મૌલાના શયખ અબ્દુલ હક સા. (ખાદીમે દારૂલ ઉલૂમ–દેવબંદ) [૨] હઝરત મૌલાના મહમૂદ હસન બલન્દ શેહરી (ખાદીમે દારૂલ ઉલૂમ–દેવબંદ) [૩] હઝરત મૌલાના શબ્બીર અહમદ મુફતી (જામિઅહ કાસિમિય્યહ–શાહી મુરાદાબાદ) [૪] હઝરત મૌલાના શબ્બીર મુહમ્મદ અલવી (મુફતી જામિઅહ અશરફિય્યહ–લાહોર–પાકિસ્તાન) [૫] હઝરત મૌલાના મુફતી સલમાન મન્સૂરપુરી (જામિઅહ કાસિમિય્યહ–શાહી મુરાદાબાદી) [૬] હઝરત મૌલાના મુશર્રફઅલી થાનવી સા. (મુફતી : દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ –ઈકબાલ ટાઉન, લાહોર) [૭] હઝરત મૌલાના મુફતી ફારૂક સાહબ (જામિઅહ મહમૂદિય્યહ–અલીપુર હાપૂર, મીરઠ) [૮] હઝરત મૌલાના મુબીન અહમદ કાસમી સા. (જામિઅહ અરબિય્યહ ખાદીમુલ ઈસ્લામ–હાપોર) [૯] હઝરત મૌલાના મુફતી મકસુદ આલમ સા. [૧૦] હઝરત મૌલાના મુફતી અબૂલ કલામ મરકઝી (દારૂલ ઈફતા જામિઅહ ઈસ્લામિય્યહ અરબિય્યહ–ભોપાલ [૧૧] હઝ. મૌલાના મુફતી અબ્દુસ્સત્તાર સા. (અફઝુલુલ ઉલૂમ–તાજગંજ, આગ્રા)

**અરફાતના મેદાનમાં ઈમામ સાથે નમાઝ :**

અરફાતમાં હજના ઈમામ મસ્જિદે નમિરહમા ઉભા થઈ નમાઝ પઢે છે. અને પાછળ લાખો નમાઝીઓ તેમની પેરવી કરે છે. અને તે ઈમામ ઝોહર અને અસર બન્નેવ નમાઝોને

ઝોહરના વખતમાં એક સાથે પઢાવે છે. તદ્ઉપરાંત તે ઈમામ હાલમાં નજ્દથી આવે છે. અને મુસાફિર હોય છે. તે બન્નેવ નમાઝોને બે–બે રકાત કરી કસ્ર કરે છે. માટે જો તમો મક્કા મુકર્રમહમાં ૯મી ઝિલ્હજ્જથી પંદર દિવસથી ઓછી મુદતમાં પહોંચેલા છો, તો બન્નેવ નમાઝો ઈમામ સાથે બે–બે રકાત કરી પઢી લો. અને જો તમો મક્કા મુકર્રમહમાં ૯મી ઝિલ્હજ્જથી પંદર દિવસ પહેલા પહોંચ્યા છો તો તમે મુકીમ (સ્થાયી)ના જેમ દરેક નમાઝ ૪–૪ રકાત પઢો. એવી રીતે કે ઈમામ જ્યારે બે રકાત પર સલામ ફેરવે તો જલ્દીથી ઉભા થઈ કિરાઅત પઢયા વગર રૂકૂઅ–સજદા સાથે બે રકાત પઢી સલામ ફેરવી આપો. પછી ઈમામ સાથે અસરની નમાઝમાં શરીક થઈ જાઓ અને તેને પણ આ જ રીતે પઢો. અમુક લોકો ન જાણવાના કારણે મુકીમ હોવા છતાં ઈમામ સાથે સલામ ફેરવી દે છે. આ સુરતમાં તેમની નમાઝ થશે નહીં, ફરીથી પઢવી જરૂરી છે.

## તંબુવાળાઓની નમાઝ :

જો તમો અરફાતમાં ઈમામ સાથે નમાઝ ન પઢી શકો અને પોતાના તંબુમાં એકલા અથવા જમાઅત સાથે નમાઝ પઢો છો તો બન્નેવ નમાઝો એક સાથે પઢવી જાઈઝ ન થશે. પોત–પોતાના વખત પર દરેક નમાઝ પઢે. *[ઝુબદતુલ મનાસિક : પેજ–૧૫૯]*

અમુક મુસાફિર હાજીઓ હરમ શરીફમાં ઈમામ સાહબની પાછળ પણ પોતાના મુસાફિર હોવાના લઈ બે રકઅત પઢે છે તો મુસાફિર જ્યારે મુકીમ ઈમામ પાછળ નમાઝ પઢે તો એણે ચાર પૂરી પઢવાની હોય છે. માટે ચાર રકઅત પૂરી પઢે.

**મસ્અલો** : અફઝલ એ છે કે, કિબ્લારૂખ ઉભા રહી મગરિબ

સુધી દુઆ અને ઝિક્રમાં મશ્ગુલ રહે. જો પૂરો વખત ઉભો ન રહી શકે તો જેટલો ટાઈમ ઉભો રહી શકતો હોય ઉભો રહે, પછી બેસી જાય.

**મસ્અલો :** અરફાતની દુઆઓમાં સામાન્ય દુઆની જેમ હાથ ઉઠાવવો સુન્નત છે. જ્યારે થાકી જાય ત્યારે હાથ છોડીને પણ દુઆ માંગી શકે છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી રિવાયત છે કે આપે હાથ મુબારક ઉઠાવી ત્રણ વખત **'અલ્લાહુ અકબર વ લિલ્લાહીલ્હમ્દ** કહયું અને પછી આ દુઆ પઢી :

لَااِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ،اَللّٰهُمَّ اهْدِنِىْ بِالْهُدٰى وَنَقِّنِىْ بِالتَّقْوٰى وَاغْفِرْلِىْ فِى الْاٰخِرَةِ وَالْاُوْلٰى۔

**લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહડ્દહુ લા શરીકલક લહુલમુલ્કુ વલહુલ્હમ્દુ અલ્લાહુમ્મહડ્દિની બિલ્હુદા વનક્કીની બિક્વિા વગડ્ફિરલી ફીલ્આખિરતિ વલ્ઉલા.**

**અર્થ :** અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તે એકલો છે. તેનો કોઈ ભાગીદાર નથી. તેના જ માટે હુકૂમત છે. સઘળા વખાણ પણ તેના જ માટે છે. અય અલ્લાહ તઆલા ! આપ મને હિદાયત ઉપર બાકી રાખો અને તકવા–પરહેઝગારીના ઝરીએ મને પાક ફરમાવી, દુન્યા અને આખિરતમાં મને બક્ષી આપો.

પછી સૂરએ ફાતિહા પઢવા જેટલીવાર હાથ છોડી આપવા, ત્યારબાદ ફરી હાથ ઉઠાવી ઉપરોકત તકબીર અને દુઆ પઢી

ફરી સૂરએ ફાતિહા પઢવા જેટલી વાર હાથ છોડી આપવા. પછી ત્રીજી વાર આ પ્રમાણે શબ્દો અને દુઆઓ માંગવી.

આપ (સલ.)એ ફરમાવ્યું છે કે અરફાતના દિવસે સૌથી શ્રેષ્ઠ દુઆઓ જે મેં પઢી અથવા મારાથી પહેલાં નબીઓએ (અ.સ.) પઢી, તેમાં શ્રેષ્ઠ દુઆ આ છે :

لَااِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ
وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ.

**લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહડ્દહુ લાશરીકલહુ લહુલ્મુલ્કુ વલહુલ્હમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર.**

આ મુખ્તસર દુઆ વારંવાર પઢે. બીજી જે દુઆઓ યાદ હોય તે પઢે. આપ (સલ.)થી એક રિવાયત છે કે, જે મુસલમાન અરફાના દિવસે ઝવાલ બાદ અરફાતના મેદાનમાં કિબ્લા તરફ મોઢું કરી સો વખત

لَااِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ
وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ.

**લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહડ્દહુ લા શરીકલહુ લહુલ્મુલ્કુ, વલહુલ્હમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર**

સો વખત قُلْ هُوَاللّٰهُ اَحَدٌ اَللّٰهُ الصَّمَدُ لَمْ يَلِدْ
وَلَمْ يُوْلَدْ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ.

**કુલ્હુવલ્લાહુ અહદ, અલ્લાહુસ્સમદ, લમ્યલિદ વલમ્યૂલદ વલમ્યકુલ્લહુ કુફૂવન અહદ**

સો વખત

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ

وَّعَلٰی آلِ مُحَمَّدٍ کَمَا صَلَّیُتَ عَلٰی اِبُرَاھِیُمَ وَعَلٰی

آلِ اِبُرَاھِیُمَ اِنَّکَ حَمِیُدٌ مَّجِیُدٌ وَعَلَیُنَا مَعَھُمُ .

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવ વઅલા આલિ મુહમ્મદિન કમા સલ્લયત્ત અલા ઈબ્રાહીમ વઅલા આલિ ઈબ્રાહિમ ઈન્નક હમીદુમ્મ્જુદ વઅલયના મઅહુમ**

પઢશે તો અલ્લાહ તઆલા ફરિશ્તાઓથી ફરમાવશે કે, અય મારા ફરિશ્તાઓ ! તે બંદાનો શું બદલો છે, જેણે મારી તસ્બીહ, તહલીલ, તકબીર, તઅઝીમ, તઅરીફ અને વખાણ કર્યા. મારા રસૂલ સ.અ.વ. પર દુરૂદ પઢયો. અય મારા ફરિશ્તાઓ તમો ગવાહ રહો મેં આ બંદાને બક્ષી દીધો, એની શિફાઅત કબૂલ કરી અને જો તે અરફાતવાળાઓ માટે શિફાઅત કરતે તો પણ હું કબૂલ કરી આપત. *[દુર્રે મન્સુર]*

હિઝબુલ અઅઝમ નામી કિતાબમાં હદીષ શરીફની ઉપરોકત દુઆઓ સાથે સો વખત ત્રીજો કલિમો અને સો વખત ઈસ્તિગફારનો પણ વધારો છે.

ત્રીજો કલિમો આ છે :

سُبُحَانَ اللّٰہِ وَالُحَمُدُ لِلّٰہِ وَلَااِلٰہَ اِلَّااللّٰہُ وَاللّٰہُ اَکُبَرُ.

**સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુલિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર**

ઈસ્તિગફાર આ છે :

اَسُتَغُفِرُ اللّٰہَ الَّذِیُ

لَااِلٰہَ اِلَّا ھُوَ الُحَیُّ الُقَیُّوُمُ وَاَتُوُبُ اِلَیُہِ.

**અસ્તગફીરૂલ્લાહલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવલ્હય્યુલ કય્યૂમ વઅતૂબુ ઈલયહ.**

**મસ્અલો** : જો અરફાના દિવસે જુમ્આ હોય તો અરફાતનું મેદાન શહેર ન હોવાને લઈને અરફાતમાં જુમ્આની નમાઝ નથી. ઝોહરની નમાઝ અદા કરવામાં આવે.

**મસ્અલો** : અરફાતમાં ન તો મગરિબની નમાઝ પઢે, ન રાત પસાર કરે, બલ્કે સૂરજ ડુબ્યા બાદ મુઝદલિફા જવા રવાના થઈ જાય. રસ્તામાં તલબિય્યહ, તકબીર, દુરૂદ શરીફ અને દુઆઓ પઢતો રહે.

**મસ્અલો** : જો કોઈ અરફાતમાં ૧૦ ઝિલ્હજજની સુબ્હે સાદિક સુધી ન પહોંચી શકયો તો તેની હજ અદા થશે નહીં. અને હજના કામો પણ હવે કરવાના નથી. એનો હજનો એહરામ ઉમરહના એહરામમાં ફેરવાઈ જશે. માટે હવે ઉમરહમાં કરવાના કામો કરીને હલાલ થઈ જાય અને એના ઉપર આવતા વર્ષે હજની કઝા કરવી લાઝિમ થશે.

# અરફાતમાં થોભવું અને ત્યાંથી નીકળવું

અરફાતના મેદાનમાં ઈમામ સાથે નમાઝથી ફારિગ થયા બાદ છેલ્લે સુધી કોઈ નફલ નમાઝ જાઈઝ નથી, ફકત દુઆ–ઓમાં મશ્ગુલ થઈ જાય. એ જ રીતે તંબુવાળાઓ માટે અસરની નમાઝ પછી કોઈ નમાઝ જાઈઝ નથી. વિનમ્રતા અને આજીઝીના સાથે અલ્લાહથી દીલ લગાવી રડી રડીને દુઆઓ કરે. ઘણાં લોકોને જોવામાં આવ્યા કે, આમ–તેમ આંટાફેરા મારવામાં કદી જબલે રહમત પર તો કદી દોસ્તોને ઢુંઢવામાં વખત પસાર કરી દે છે. આ વંચિત હોવાની નિશાની છે. હાલાંકે આ જ કબુલ

થવાનો વખત છે. જેમાં અલ્લાહ તઆલાથી જે ઈચ્છે તે મેળવી શકે છે. એવી જ રીતે સૂરજ આથમવાથી પહેલાં મુઝદલિફા જવા માટે અરફાતના દરવાજા પર ભીડ જામી જાય છે. જ્યારે કે સૂરજ ડુબ્યા પછી જ્યાં સુધી તોપની અવાજ ન થાય, સરકારી કર્મચારીઓ દરવાજો બંધ રાખે છે. અને કોઈને બહાર નથી નીકળવા દેતા. હાલાંકે આ જ દુઆની કબુલિયતની ઘડી છે. માટે શાંતિ અને સુકૂનની સાથે પોતાની જગ્યા પર બેસી દુઆઓમાં લાગેલા રહે. એવી જ રીતે જે લોકો બસથી મુઝદલિફા જવાવાળા હોય છે તેમાંથી ઘણા લોકો સૂરજ ડુબવામાં એક–દોઢ કલાક પહેલાં જ બસોમાં જઈ ભીડ કરે છે. હાલાંકે આ જ દુઆની કબૂલિયતની ઘડી છે. માટે આ રીતે ભીડભાડમાં જઈને પોતાને કબૂલિયતથી વંચિત ન રાખે. તદ્ઉપરાંત સૂરજ ડુબ્યા પહેલાં અરફાતની હદથી બહાર નીકળવું જાઈઝ નથી. હજના અખીરથી પહેલા અથવા સૂરજ ડુબ્યા પહેલા અરફાતની હદથી બહાર નીકળશે તો એક 'દમ' વાજિબ થશે.

*[શામી : ભાગ–૨, પેજ–૫૨૨]*

## ❃ મુઝદલિફામાં થોભવું ❃

**મસ્અલો** : મુઝદલિફામાં મગરિબ અને ઈશાંની નમાઝ ભેગી પઢવાની છે. મુઝદલિફામાં એક સાથે બે નમાઝો માટે અરફાતની જેમ બાદશાહના નાયબની શર્ત નથી. તથા જમાઅતથી પઢવું પણ શર્ત નથી. એકલા પઢે તો પણ ભેગી પઢે. બે–ચાર માણસો ભેગા થઈ ઈશાના ટાઈમે એક અઝાન અને તકબીર સાથે મગરિબ અને ઈશાંની નમાઝ પઢી લે તો બેહતર છે. બંનેવ નમાઝો વચ્ચે સુન્નત કે નફ્લ પણ ન પઢે. ઈશાંની ફર્ઝ નમાઝ બાદ મગરિબ તથા ઈશાંની સુન્નતો અને

વિત્ર પઢે. મુસાફિર કસર પઢશે અને મુકીમ પૂરી પઢશે.

**મસ્અલો** : જો મુઝદલિફા ઈશાં પહેલાં પહોંચી જાય તો પણ ઈશાના સમય થતા પહેલાં મગરિબ ન પઢે. ઈશાંના ટાઈમ થવાની રાહ જુએ (ઈશાંના ટાઈમમાં મગરિબ ઈશાં પઢે).

**મસ્અલો** : મુઝદલિફામાં મગરિબ ઈશાંની નમાઝથી પરવાર્યા બાદ 'સુબ્હ સાદિક' સુધી થોભવુ સુન્નતે મોઅક્કદહ છે અને ખાસ વાજિબનો ટાઈમ સુબ્હ સાદિક પછીથી લઈ સૂરજ ઉગ્યા સુધીનો છે. જે હજના વાજિબોમાંથી છે.

**મસ્અલો** : સુન્નત એ છે કે થોભવાનું સુબ્હ સાદિકથી શરૂ કરે અને સારી રીતે અજવાળુ થવા સુધી એટલે કે, સૂર્યોદય થતાં પહેલાં લંબાવે.

**મસ્અલો** : મુઝદલિફાની રાત્રે જાગવું અને ઈબાદતમાં મશ્ગૂલ રહેવું મુસ્તહબ છે. આ રાતની ફઝીલત અને મહત્વતા ઘણી જ છે. માટે એમ ન થાય કે આ મુબારક રાત ઉંઘવામાં વેડફાઈ જાય. બેહતર એ છે કે જો અરફાતથી આવી થાકી ગયો હોય તો બે–ત્રણ કલાક આરામ કરી લે અને પછી મોડી રાત્રે ઉઠીને તહજ્જુદની નમાઝ દુઆ, તસ્બીહ વગેરેમાં પોતાનો ટાઈમ પસાર કરે.

**મસ્અલો** : સુબ્હ સાદિક થઈ જતાં ફજરની નમાઝ અદા કરે, ત્યાર પછી થોડીવાર મુઝદલિફામાં થોભી જાય. તસ્બીહ, દુઆ વગેરે કરે અને સૂર્યોદયથી પાંચ–દસ મીનીટ પહેલાં મીના જવા રવાના થાય.

**નોંધ** : ફજરની નમાઝનો ટાઈમ મક્કા મુકર્રમહથી રવાના થતી વખતે સારી રીતે નોંધી લે. જેથી મુઝદલિફામાં

ટાઈમની ગરબડ ઉભી ન થાય. અમુક માણસો મિના જવાની ઉતાવળમાં ફજરનો ટાઈમ થતાં પહેલાં અઝાન આપી નમાઝ પઢી લે છે. માટે સાવચેત રહેવું જોઈએ. કારણકે વખત થતાં પહેલાં નમાઝ અદા થતી નથી. ગવર્મેન્ટ તરફથી ફજરનો ટાઈમ શરૂ થતાં તોપની અવાઝ કરવામાં આવે છે.

**મસ્અલો** : મુસ્તહબ છે કે મુઝદલિફામાંથી કાંકરીઓ વીણી લેવામાં આવે. આ કાંકરીઓ ઘણી મોટી પણ ન હોય અને નાની પણ ન હોય. ખજૂરના ઠળિયાથી ચણા–વટાણાના દાણા જેટલી હોવી જોઈએ. કુલ ૭૦ થી ૭૫ કાંકરીઓ લઈ લે. મુઝદલિફામાં વીણવામાં સહુલત રહેશે. જ્યાં થોભ્યા હોય ત્યાં આજુબાજુ પડેલી જ હોય છે. માટે આસપાસથી વીણી લે. મુઝદલિફામાંથી ન લેવામાં આવી તો બીજી જગ્યાએ મુશ્કેલી પડશે.

**મસ્અલો** : જો કોઈએ મગરિબની નમાઝ અરફાતમાં અથવા રસ્તામાં પઢી લીધી તો મુઝદલિફા પહોંચી તેને દોહરાવવી વાજિબ છે.

**મસ્અલો** : જો કોઈ સુબ્હ સાદિક પછી થોડીવાર થોભી મિના રવાના થઈ જાય. સૂર્યોદયની રાહ ન જુએ તો પણ વાજિબ અદા થઈ જશે. વાજિબ અદા થવા માટે ફજરની નમાઝ મુઝદલિફામાં પઢવી કાફી છે, પરંતુ સુન્નત એ છે કે સૂર્યોદયથી પાંચ મિનીટ પહેલાં સુધી થોભે.

**મસ્અલો** : મુઝદલિફાના પુરા મેદાનમાં જ્યાં ચાહે ત્યાં થોભી શકે છે. પરંતુ એક જગ્યા 'વાદીએ મુહસ્સર' જેને આજકાલ 'વાદિયુન્નાર' પણ કહે છે. સઉદી સરકારે તેના શરૂમાં તખ્તી લગાવેલી છે. જેથી કોઈ ભૂલમાં ત્યાં ન થોભે. આ મિના તરફ

મુઝદલિફાથી બહાર તે જગ્યા છે, જ્યાં હાથીવાળા (અબ્રહાના લશ્કર) ઉપર અઝાબ ઉતર્યો હતો.

**મસ્અલો** : મુઝદલિફામાં થોભવું વાજિબ છે, પરંતુ ઓરતો અને કમઝોર બિમાર વૃદ્ધો જો ઉઝરને લઈ આ વાજિબ છોડી દે અને અરફાતથી સીધા મિના ચાલ્યા જાય તો જાઈઝ છે. તેનો કોઈ કફફારો કે દમ વાજિબ થશે નહીં, પરંતુ જો કોઈ મર્દ બિમારી અને ઘડપણના ઉઝર વગર આ થોભવાનું છોડી આપશે તો દમ વાજિબ થશે.

**મસ્અલો** : બિમાર અને તંદરૂસ્તનો આ ફર્ક ફકત મુઝદલિફામાં થોભવા બાબત જ છે. તેના સિવાય એહરામમાં મના કરેલ કોઈપણ બાબતથી વિરૂદ્ધ કામ કોઈ બિમારે કર્યુ તો પણ તેના ઉપર દમ લાગુ પડશે. ફકત મુઝદલિફાનું રોકાણ અને દમ માફ છે.

**મસ્અલો** : સૂર્યોદય પછી જાણી જોઈને મુઝદલિફાથી નીકળ–વામાં મોડુ કરવુ સુન્નત વિરૂદ્ધ છે.

## ❋ હજનો ત્રીજો દિવસ ❋

૧૦મી ઝિલ્હજ્જ (ઈદનો દિવસ) સવારમાં મુઝદલિફાના ટૂંકા રોકાણ બાદ મિના પહોંચી પ્રથમ કામ મોટા શયતાનને કાંકરી મારવાનું છે. જે ૧૦ ઝિલ્હજ્જના વાજિબ છે. અત્રે યાદ રહે કે મિનામાં શયતાનને કાંકરી મારવાની ત્રણ જગ્યાઓ છે, જેને 'જમરાત' કહેવામાં આવે છે. પહેલો શયતાન મિનાની 'મસ્જિદે ખયફ'થી નજદીક છે. જેને જમરએ 'ઉલા' કહે છે. બીજો વચમાં છે, જેને 'જમરએ વુસ્તા' કહે છે. ત્રીજો શયતાન બિલ્કુલ મિનાની છેવટમાં છે. જેને 'જમરએ અકબા' કહે છે.

જેની નજીકમાં મિનાની હદ પૂરી થવાની તખ્તી (બોર્ડ) લગાવેલી છે. પછી હરમ શરીફ તરફ જવાનો પગપાળા રસ્તો શરૂ થઈ જાય છે.

ઈદના દિવસે ફકત છેલ્લા શયતાનને સાત કાંકરીઓ મારી હઝરત ઈબ્રાહીમ અ.સ.ના મુબારક અમલની નકલ કરવાની છે. હઝરત ઈસ્માઈલ અ.સ.ને ઝબ્હ કરવા જતી વખતે આ ત્રણ જગ્યાઓએ શયતાને બેહકાવવાની કોશિશ કરી હતી. તો આપે કાંકરીઓ મારી તેને હટાવ્યો હતો. હાજી પણ કાંકરી મારતી વખતે એ ધ્યાન રાખી મારે કે મારા જીવનની પ્રત્યેક પળે અલ્લાહ પાક મને શયતાનના વસવસાથી દૂર રાખે.

**મસ્અલા** : કાંકરીઓ મુઝદલિફાથી લાવવી મુસ્તહબ છે. બીજી કોઈ જગ્યાએથી પણ લઈ શકે છે, પરંતુ શયતાનને મારવાની જગ્યાએથી ન ઉઠાવે. કારણકે હદીષ શરીફ પ્રમાણે જેમની હજ કબૂલ થાય છે તેમની કાંકરી ઉઠાવી લેવામાં આવે છે. ત્યાં પડેલી કાંકરીઓ કબૂલ ન થયેલી (મરદૂદ) છે.

## કાંકરી મારવાનો મકસદ તથા સમયમાં શરઈ છૂટછાટ

આજ કાલ કાંકરી મારવામાં ઘણી ભીડ થાય છે. ભીડમાં કચડાઈને મૃત્યુના બનાવો પણ બને છે. જે શરીઅતના મસાઈલથી અજાણતા, અભણતા અને ઉતાવળના કારણે બને છે. ભીડ તથા અકસ્માતનું ખાસ કારણ હાજીઓની બેદરકારી છે.

હજ્જ જેવી મુકદ્દસ અને મુબારક ઈબાદત તેનો મકસદ સમજ્યા વગર કરવામાં આવે છે. હજ્જના આદાબ, મર્યાદાઓ, શરઈ હિકમતો, મકસદો વગેરે જાણતા જ નથી અને જાણવાની

ફિકર પણ ઘણા ઓછા માણસોને હોય છે. શરીઅતે શયતાનને કાંકરી મારવાનો કેમ હુકમ કર્યો છે ? જ્યારે કે ત્યાં શયતાન તો દેખાતો નથી, ફકત તે જગ્યાએ તેના નિશાનરૂપી થાંભલાઓ– દીવાળો બનાવવામાં આવી છે, જ્યાં સય્યિદિના ઈબ્રાહીમ ખલીલ અ.સ. તેમના ખ્વાબને પૂરો કરવા માટે પોતાના પ્યારા પૂત્ર હઝરત ઈસ્માઈલ ઝબીહ અ.સ.ને લઈ મિના જઈ રહયા હતા. ત્યારે ત્રણ અલગ–અલગ જગ્યાઓએ આવી આપને ખુદા વન્દે કુદૂસનો હુકમ માનવાથી રોકવા માટે તેણે કોશિષ કરી હતી. તેની નિશાનીરૂપે આ જગ્યાઓએ આવી હાજી પણ હઝરત ઈબ્રાહીમ અ.સ.ના મુહબ્બત અને ઈશ્કે ઈલાહીમાં તરબોળ અમલની નકલ કરી શયતાનને કહી રહયો છે કે હું પણ કાંકરી મારવાના આ અમલ દ્વારા તને ઝલીલ કરી એવી પ્રતિજ્ઞા અને પાકો ઈરાદો કરૂં છું કે આજે જેમ તને કાંકરી મારી તારી વાત માનવાના ઈન્કારની નકલ કરૂં છું. સાથે મારા પરવરદિગારથી દુઆ પણ ગુઝારું છું કે મારી જીંદગીના બધા જ કામોમાં શયતાનના કહેવા મુજબ ચાલવાથી મને બચાવે. એટલા જ માટે ઈમામ ગિઝાલી રહ. ફરમાવે છે કે શયતાનને કાંકરી મારતી વખતે શયતાન દિલમાં આ વસવસો નાંખે કે આ જગ્યાએ શયતાન તો નજર આવતો નથી અને તુ તો થાંભલાઓ કે દીવાળને કાંકરી મારે છે ? તો આવુ અક્કલ અને બુધ્ધિ વિનાનું કામ શા માટે કરે છે ? ત્યારે જ સમજી લેવું જોઈએ કે આ પણ શયતાની વસવસો છે જે ખુદા વન્દે કુદૂસના આ આદેશ અને તેના નબીઓની સુન્નતથી મને મહરૂમ કરવા માંગે છે.

તો સૌ પ્રથમ કાંકરી મારવાના અમલનો ઈતિહાસ તેનો ભેદ અને શરઈ મકસદ જયારે માણસ સમજી લેશે તો

પછી પોતાના હજ્જના દરેક અમલ અને ખાસ કરીને કાંકરી મારવાના અમલમાં આ વાતનું બરાબર ધ્યાન રાખશે કે આ અમલ દરમિયાન શયતાનને રાજી કરવાવાળો કોઈ અમલ ન થાય. તેમાં ધક્કા મુક્કી, ઉતાવળ, લોકોને સતાવવા વગેરે બધી જ બાબતોનો સમાવેશ થાય છે. શયતાન તો આપણા આ પ્રમાણેના બેદરકારીભર્યા વર્તાવ અને અમલથી ખુશ થાય છે કે મારો મકસદ તો પૂરો થઈ રહયો છે. ચાહે જાહેરી દ્રષ્ટીએ આ લોકો મને કાંકરી મારી રહયા છે, પરંતુ તેમના અમલની રૂહ નીકળી જવાને લઈ પરિણામે તો મને જ ખુશ કરી રહયા છે, તથા મારા કહયા મુજબ ચાલી રહયા છે. માટે હજ્જ પઢવા જનાર ભાઈઓ અને બહેનોએ આ બાબતે નીચેની સૂચનાઓ અને મસ્અલા ધ્યાનથી વાંચી–વંચાવી તેના ઉપર અમલ કરવો જોઈએ, જેથી શરીઅતના બતાવ્યા પ્રમાણે આપણી હજ્જ થાય. ખાસ કરીને કાંકરી મારવાના ટાઈમો તથા શરીઅતે તે બાબતે આપેલી સૂચનાઓને ધ્યાનમાં રાખે. અને એવો સમય નક્કી કરે જેમાં ભીડ ઓછી હોય. ખાસ કરી અનુભવી હાજીઓથી ટાઈમ પૂછી લે.

**રમીનો સમય :**

કાંકરી મારવાના દિવસો ૧૦,૧૧,૧૨અને ૧૩ ઝીલ્હજ્જ છે. જેમાં ૧૦ ઝીલ્હજ્જના ફકત એક મોટા (શયતાન)ને કાંકરી મારવાની છે. જ્યારે ૧૩મી તારીખની સવાર સુધી મિનામાં રોકાઈ જવાથી કાંકરી મારવી વાજિબ થાય છે. અને જો ૧૨મીના સાંજના મીનાથી મક્કા મુકર્રમહ તરફ રવાનગી થઈ જાય તો પછી ૧૩મી ઝીલ્હજ્જના કાંકરી મારવી વાજિબ નથી.



**૧૦મી ઝીલ્હૈંના કાંકરી મારવાનો સમય :**

(૧) અફઝલ અને સુન્નત સમય સુર્ય ઉગવાથી લઈ ઝવાલ (ઝોહર) સુધી છે.

(૨) ઝવાલથી લઈ મગરિબ સુધી જાઈઝ સમય છે.

(૩) મગરિબથી લઈ ફજર (સુબ્હે સાદિક) સુધીનો સમય કમઝોર અને બીમાર સ્ત્રી–પુરૂષો માટે જાઈઝ છે. તંદરૂસ્ત અને શકિતવાળા તથા ભીડ–ભાડ વેઠી શકતા માણસો માટે પહેલા બે સમય વધુ મુનાસિબ છે. અને મગરિબ બાદ મકરૂહ છે. પરંતુ તંદરૂસ્ત અને શકિતવાળા માણસોએ પણ રાત્રે કાંકરી મારવાથી દમ, સદકો વગેરે કોઇ પણ સજા લાગુ પડશે નહીં.

આજ કાલ ભીડ વધુ રહે છે અને ઝવાલ પહેલાં કાંકરીઓ મારવા જતી વખતે વધુ ભીડના કારણે અમુક વખતે મરણ પણ થઈ જાય છે. માટે તંદરૂસ્ત માણસો પણ ગુરૂબ પહેલા–પહેલા કાંકરી મારે, જ્યારે ભીડભાડ ઓછી થાય છે. અને સ્ત્રીઓ, બાળકો તથા કમઝોર માણસો રાત્રે શાંતિથી રમી કરે. સખ્ત ઉઝર વગર બિલ્કુલ રમી ન છોડે.

**૧૧ અને ૧૨ ઝિલ્હૈંના ત્રણેય શયતાનને કાંકરી મારવાનો સમય આ પ્રમાણે છે :**

[૧] સુન્નત અને અફઝલ સમય ઝવાલ (બપોર)થી લઈ સુર્ય આથમતા સુધી છે.

[૨] સુર્ય આથમવા બાદથી લઈ બીજા દિવસે સવાર (સુબ્હે સાદિક) સુધી મકરૂહ સમય છે. પરંતુ દમ વગેરે કોઈ સજા લાગુ પડશે નહીં. અને ભીડને કારણે અલ્લાહ પાકની

ઝાતે આલીથી ઉમ્મીદ છે કે બંદાઓની તલબ તેના હુકમના પાલનની ધગશ જોઈ મકરૂહ પણ માફ કરી આપશે. ઈ.અલ્લાહ ૧૩મી તારીખના અફઝલ સમય ઝવાલથી લઈ મગરિબ સુધી છે, પરંતુ ફજર પછી પણ કાંકરી મારવી જાઈઝ છે.

**શરીઅત તરફથી સહુલત :**

હાજીઓના કચડાઈ જવાના અને ભીડ વગેરેમાં અકસ્માત થવાના બનાવોમાં હાજીઓની અભણતા, અજાણતા, ઉતાવળ વગેરેને લઈ ઘણાં અરકાન  અદા કરવામાં ખલલ પહોંચે છે, પરંતુ ફકત હાજીઓની નાદાની જ અકસ્માતનું એક કારણ નથી. કાંકરી મારવાની જગ્યાઓનું તંગ હોવું, તથા સમયનું મર્યાદિત હોવું અને હાજીઓની સંખ્યામાં નોંધપાત્ર વધારો હોવો, ટ્રાફિકનું જામ થઈ જવું અને કાંકરી મારવાની જગ્યાએ વારંવાર અકસ્માત સર્જાવવાને લઈ આ અમલ કરવા પહેલાંથી જ તેનો એક અંજાણો ડર અને બીકનું હોવું, કાંકરી માર્યા બાદ આજુ બાજુ ટોળા વળી ઉભા રહેવું, અમુક લોકોનો રસ્તામાં જ સામાન લઈ પડાવ નાંખી દેવો અને હાજી લોકો સાથે સાઉદી સરકારની નરમીને લઈ પણ વ્યવસ્થામાં ખલલ પહોંચે છે.

આ અકસ્માતના કિસ્સાઓ વધુ પડતા ૧૦ અને ૧૨ ઝિલ્હજ્જના થાય છે. કારણ કે ઈદના દિવસે કાંકરી મારવી, કુરબાની અને વાળ કપાવવા–મુંડાવવાનો અમલ તથા તવાફે ઝિયારત કરવાનો હોય છે. તો આવા મોકા ઉપર શરીઅતે આપેલ રૂખ્સત અને રાહતનો કમઝોર તથા ભીડ ભાડ ન વેઠી શકનાર લોકોએ ફાયદો ઉઠાવવો જોઈએ, જેથી કાંકરી મારવાના એક અમલમાં જ થાકી જઈ અથવા સખ્ત તકલીફ ઉઠાવી બીમાર

પડી જનાર લોકો જે ત્યાર પછીના અરકાનો અને બીજા અમલોમાં પણ કમઝોર અને સુસ્ત પડી જાય છે. તેઓ બીજા અરકાનો સારી રીતે અદા કરી શકે.

પ્રખ્યાત હનફી ફકીહ અલ્લામા શામી રહ. લખે છે કે જે માણસને ભીડનો ખતરો અને ડર હોય અને તે મુઝદલિફામાં રાત ન ગુઝારે અને (અરફાતથી સીધો) મિના જઈ સુર્ય ઉગ્યા પહેલા રમી કરી લે તો તેને કોઈ દમ (સજા) લાગુ પડશે નહીં.

ત્યાર બાદ અલ્લામા શામી રહ. એક કાયદો લખે છે જેનો ખુલાસો એ કે જો કોઈ વ્યકિત હજ્જના કોઈ પણ વાજિબ અમલને ઉઝરને કારણે છોડી આપશે તો તે વાજિબ છોડવાને લઈ કોઈ સજા લાગુ પડશે નહીં. એની તુલના (મુકાબલા)માં શરીઅતે મના કરેલ કોઈ કામ કર્યુ (જેને જીનાયત કહેવામાં આવે છે.) દાખલા તરીકે સીવેલાં કપડાં ઉઝરને કારણે પહેર્યા તો પણ સદકો અથવા દમ (સજા) લાગુ પડશે.

આ જ પ્રમાણે ૧૧–૧૨ અને ૧૩ ઝીલ્હજ્જ વિશે અલ્લામા શામી રહ. લખે છે કે કુર્બાનીના દિવસોમાં (૧૧–૧૨ ઝીલ્હજ્જ) ત્રણેય શયતાનોને કાંકરી મારવાનો સમય ઝવાલ પછી છે, માટે મશ્હૂર કૌલ (કથન) પ્રમાણે તેનાથી પહેલાં જાઈઝ નથી અને એક કૌલ (કથન) એ છે કે ઝવાલ પહેલાં પણ જાઈઝ છે. *[શામી : ૫૨૧–૫૨૨ ભાગ –૨]*

ઉપરની વાતોનો ખુલાસો અને સારાંશ એ કે જ્યારે બીજા ઈમામો હઝરત અતા, તાઉસ, શુઅબી, ઈમામ શાફિઈ તથા હંબલી અને માલિકી મઝહબમાં ફજરથી પહેલાં કાંકરી મારવી જાઈઝ છે. તો તેમના માનવાવાળા ઈદના દિવસે ફજર પહેલાં કાંકરી મારવા જવા માંડશે તો દિવસે ભીડ ઓછી થશે. અને

હનફી મઝહબમાં પણ બીમાર ,કમઝોર પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો પણ ફજર પહેલાં જઈ શકે છે. તથા હનફી મઝહબમાં પણ ઈદના દિવસે સુર્ય ઉગ્યા બાદથી લઈ તે આખો દિવસ અને ત્યાર પછીની આખી રાત (સુબ્હે સાદિક) સુધી કાંકરી મારી શકે છે. તો હનફી લોકો આ પ્રમાણે સહુલત ઉપર અમલ કરી ભીડથી બચી શકે છે.

જે લોકો નવયુવાન અને શકિતમાન છે તથા ફેમિલી વગર એકલા હજ્જ માટે આવ્યા છે અને તેમણે અફઝલ વખત ઉપર અમલ કરવો શકય હોય તો પછી તેમણે અફઝલ (સુન્નત) તથા જાઈઝ વખતે કાંકરી મારવાની કોશિષ કરવી જોઈએ. તે સિવાય ફેમિલીવાળા તથા કમઝોર લોકો આખા દિવસમાં અને ત્યાર બાદ આખી રાતમાં ગમે ત્યારે કાંકરી મારી ભીડથી બચી શકે છે.

ફેમિલીવાળા લોકોની તકલીફ એ છે કે તેમને એકલા જઈ કાંકરી માર્યા બાદ ફરીથી પોતાની સ્ત્રીઓ, બાળકો અને કમઝોરોને પણ બીજા ટાઈમે લઈ જવામાં ભીડને લઈ થાક તથા બીમાર પડી જવાની આશંકા હોય છે, તો તેમણે સાંજે અથવા રાત્રીના સમયે ફેમિલી સાથે પોતાની કાંકરી મારવાની ગુંજાઈશ છે.

૧૧ ઝીલ્હજ્જના ફકત કાંકરી મારવાની વિધિ કરવાની છે. તો તે દિવસે બપોર પછીથી લઈ બીજા દિવસે સવાર (સુબ્હે સાદિક) સુધી કાંકરી મારવામાં આવે.

અને ૧૨ ઝિલ્હજ્જના હાજીઓ મગરિબ પહેલાં મિના છોડવાની ઉતાવળમાં હોય છે, તેમને એવો ખોટો ડર હોય છે કે મિનામાં મગરિબ થઈ જવાથી હવે બીજા દિવસ (૧૩) પણ

રોકાવુ જરૂરી છે. અને ૧૩મી ઝીલ્હજ્જની રમી કરવી પણ વાજિબ થઈ જશે. હાલાંકે મગરિબ બાદ નીકળવું ફકત મકરૂહ છે, તેનાથી કોઈ સજા લાગુ પડશે નહીં. મગરિબ બાદ મિનાથી મક્કા મુકર્રમહ માટે નિકળશે તો પણ આવતી કાલ (૧૩)ની રમી મારવી જરૂરી નથી. ૧૩ ઝિલ્હજ્જની કાંકરી મારવી ત્યારે વાજિબ થશે જ્યારે ૧૩ ઝિલ્હજ્જની સવાર સુધી મિનામાં રોકાઈ જાય.

હાજીઓને એ ડર પણ હોય છે કે ૧૨ ઝીલ્હજ્જની સાંજથી જ મિનામાં તંબુ ઉખેડી નાખવામાં આવે છે તથા વિજળી, પાણીની સપ્લાઈ બંધ કરવામાં આવે છે,જ્યારે કે હકીકત એ છે કે તંબુ કાઢવાનો તો હવે સવાલ જ પેદા થતો નથી. તંબુ તો આખુ વર્ષ એવા જ રહે છે. હાં, પાણી–વિજળી વિશે અમુક તંબુઓમાં શિકાયત રહે છે, પરંતુ મુઅલ્લિમોના માણસોની ઓફિસો મિનામાં ખુલ્લી રહે છે. અને થોડાક જ માણસો ૧૩મી ઝિલ્હજજની રાત્રે મિનામાં બાકી રહેતા હોય છે. તેમને મુઅલ્લિમોના માણસો એમ કહે છે કે તમો બધા અલગ અલગ તંબુમાં પોતાની જગ્યાએ ન રહો. અને હમારી ઓફિસની પાસેના તંબુમાં આવી જાવો, જેથી તમારી જરૂરિયાતનો ખ્યાલ રાખી શકાય. જો કે મુઅલ્લિમોના માણસો પણ એમ ચાહે છે કે લોકો જલ્દી ચાલ્યા જાય. હાજીઓને એવી તઅલીમ આપવી જોઈએ કે ૧૩મી ઝીલ્જ્જના રોકવાનો માહોલ બનાવે. જેથી ભીડથી બચી શકાય. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુન્નત ઉપર પણ અમલ થાય.

હાજીઓ પાસે મિનામાં રોકાણ માટે સામાન પણ હોય છે. ૧૨ ઝીલ્હજ્જના તેને ઉચકવાનો તથા સાથે કમઝોર, ઘરડા,

બીમાર, સ્ત્રીઓ અને બાળકો હોય તો તેમને સહી સલામત મક્કા મુકર્રમહ લઈ જવાના હોય છે. તેવી હાલતમાં કાંકરી મારવાની વિધિ કરવાની હોય છે. આ બધા ટેન્શનોમાં ગભરાય જાય છે અને જલ્દીમાં કોઈ પણ પગલુ ભરવા તૈયાર થઈ જાય છે.

તો એવી સુરતમાં હઝરત ઈમામ અબુ હનીફા રહ.ના એક ગેર મશ્હૂર (અપ્રચલિત) અને ગેર મુફતાબિહિ (જેના આધારે ફતવો અપાતો નથી) કથન ઉપર ફતવો આપી શકાય છે, જેના પ્રમાણે ૧૧,૧૨ ઝીલ્હજ્જ બંન્નેવ દિવસની રમીનો સમય સુબ્હે સાદિકથી શરૂ થાય છે. આ કથનુસાર કમઝોર, અશકત લોકો તથા સ્ત્રીઓ, બાળકો અને તેમને સાચવવાવાળા તંદરૂસ્ત, જવાન માણસોને ફજર પછીથી પરવાનગી આપવામાં આવે તો પણ ભીડ તથા અકસ્માત સર્જાવાના સંજોગો ઓછા થઈ શકે છે. અને તંદરૂસ્ત, શકિતમાન ફેમિલી વગરના માણસો સુન્નત ટાઈમ પ્રમાણે બપોર પછી સાંજના ચાર–પાંચ વાગ્યા બાદ કાંકરી મારવા જાય, કારણ કે તે ટાઈમે બન્નેવ દિવસે (૧૧,૧૨) ભીડ ઓછી હોય છે.

ઈમામ હસન રહ. ઈમામ અબુ હનીફા રહ.થી રિવાયત નકલ કરે છે કે જો હાજીનો ઈરાદો નફરે અવ્વલ (મિનાથી મક્કા જલ્દી પહોંચવા)નો છે. તો તેના માટે ત્રીજા દિવસે ઝવાલથી પહેલા રમી કરવામાં કોઈ વાંધો નથી. પરંતુ જો તેનો ઈરાદો આ પ્રમાણેનો ન હોય તો તેના માટે ઝવાલથી પહેલા રમી કરવી જાઈઝ નથી. (જલ્દી પહોંચવાનો ઈરાદો હોય તો ઝવાલથી પહેલાં રમી જાઈઝ છે.) કેમ કે જ્યારે હાજીનો ઈરાદો જલ્દી પહોંચવાનો છે તો રમી કરવામાં મોડુ કરવાના લઈ તે હરજ (મુસીબત)માં સપડાઈ જશે. કે, તે મક્કા શરીફમાં રાત્રે પહોંચશે, એટલે તે

હવે મોહતાજ છે કે ઝવાલથી પહેલા રમી કરી લે કે, જેથી દિવસે (અજવાળામાં) મક્કા શરીફમાં પહોંચી જાય, કે જેથી પોતાના પડાવ માટેની જગ્યા શોધી લે. માટે (આવા સંજોગોમાં) તેને છૂટ આપવામાં આવશે. હા....અફઝલ તો અઝીમત પર અમલ કરવો જ રહયો, એટલે કે ઝવાલ પછી રમી કરવી.

*[મબસૂતે સરખ્સી ભાગ –૪ પેજ : ૬૮]*

**રમીનો સમય :** રમીનો સમય બીજા અને ત્રીજા (૧૧–૧૨ ઝીલ્હજ્જના) દિવસે ઝવાલ પછીથી છે. આ બન્નેવ દિવસોમાં ઈમામ અબૂ હનીફા રહ.ની મશ્હૂર રિવાયત પ્રમાણે રમી જાઈઝ નથી. અને ઈમામ અબૂ હનીફા (રહ.)થી એક રિવાયત એમ પણ છે કે અફઝલ તો એ છે કે બીજા અને ત્રીજા દિવસે ઝવાલ પછી રમી કરે, પરંતુ જો ઝવાલ પહેલાં પણ કરી લે તો તે જાઈઝ છે. *[બદાઈઉસ્સનાઈઅ : ભાગ–ર, પેજ–૩ર૪]*

## ❃ રમીના જરૂરી મસાઈલ ❃

**મસ્અલો :** ૧૦મી તારીખની રમી ઓરતો અને બિમારો સિવાય બીજા માણસો માટે મગરિબ બાદ મકરૂહ છે, પરંતુ સુબ્હ સાદિકથી પહેલાં રાત્રે કાંકરી મારવાથી વાજિબ અદા થઈ જશે.

**મસ્અલો :** જો ૧૦મી તારીખ પછીની રાત પસાર થઈ ગઈ અને રમી નથી કરી તો તેની કઝા પણ વાજિબ છે અને વખત પસાર થઈ જવા બાદ કરવાને લઈ દમ (બકરી) પણ આપવો પડશે.

**મસ્અલો :** મર્દ, ઔરત, બિમાર, કમઝોર બધા જ પોતાના હાથથી કાંકરી મારે, કોઈને નાયબ બનાવી રમી કરાવવી શરઈ ઉઝર વગર જાઈઝ નથી. અને શરીઅતમાં ઉઝર એવી બિમારી અથવા કમઝોરીને કહેવામાં આવે છે કે, જેના કારણે બેસીને

નમાઝ પઢવી જાઈઝ હોય, અથવા જમરાત (શયતાન) સુધી સવારી ઉપર પહોંચવામાં પણ સખ્ત તકલીફ હોય અથવા બિમારી વધી જવાની બીક હોય અથવા પગપાળા નથી ચાલી શકતો અને સવારી પણ નથી મળી શકતી તો એવો માણસ મજબૂર ગણાશે અને તે પોતાના તરફથી બીજા માણસને નાયબ બનાવી રમી કરાવી શકે છે.

**મસ્અલો** : જે માણસ બીજા માણસ તરફથી રમી કરે તેના માટે અફઝલ છે કે પહેલાં પોતાની રમી કરે, પછી બીજા તરફથી રમી કરે. આજકાલ ભીડના કારણે દરેક શયતાન પાસે પહેલાં પોતાની સાત કાંકરી મારે, પછી બીજા તરફથી કાંકરી મારે, એ પ્રમાણે કરવુ જાઈઝ છે. જો કે અફઝલ એ છે કે પહેલાં ત્રણેવ શયતાન ઉપર પોતાના તરફથી રમી કરી લે, પછી બીજા તરફથી ત્રણેવ શયતાનને કાંકરી મારે. પરંતુ એમ ન કરે કે એક કાંકરી પોતાના તરફથી અને બીજી કાંકરી બીજાના તરફથી મારે. આ પ્રમાણે કરવુ મકરૂહ છે. પોતાની સાત કાંકરી પૂરી કરી લીધા બાદ જ બીજા તરફથી કાંકરી મારે.

**મસ્અલો** : બિમાર, કમઝોર તરફથી કાંકરી મારવાની શર્ત એ છે કે, બીજાને પોતાનો નાયબ બનાવી મોકલે. બિમારના કહયા વગર કોઈએ તેના તરફથી રમી કરી લીધી તો રમી ગણાશે નહીં. પરંતુ બેહોશ (બેભાન) અને નાનાં બચ્ચાં તથા પાગલ તરફથી તેમના સગાં–વહાલાં પોતે કરી લે. પરવાનગી ન લે તો પણ જાઈઝ છે.

**મસ્અલો** : મોટા પથ્થર કે ચંપલ વગેરે મારવુ મકરૂહ છે.

**મસ્અલો** : કાંકરીનું દીવાળને લાગવુ જરૂરી નથી. જો કાંકરી દીવાળ પાસે પડી ગઈ, પરંતુ વર્તુળના અંદર જ પડી તો સહીહ

અદા થઈ ગઈ અને જો કોઈ માણસને વાગી ગઈ અથવા દીવાળને લાગી ગઈ અને વર્તુળના બહાર પડી તો ગણાશે નહીં, તે કાંકરી ફરીથી મારવી પડશે.

**મસ્અલો** : વર્તુળમાં કાંકરી ફેંકવી જરૂરી છે. ફકત મુકી દેવાથી અદા થશે નહીં.

**મસ્અલો** : રમી માટે કાંકરી પકડવાની કોઈ ખાસ રીત આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાબિત નથી. ભીડમાં આ રીત આસાન છે કે અંગુઠો અને કલિમહની આંગળીથી પકડીને મારે. સુન્નત છે કે જમણા હાથે મારે.

**મસ્અલો** : ૧૦મી તારીખના ફકત છેલ્લા શયતાનને જ કાંકરી મારવાની છે.

**મસ્અલો** : જે લોકો ૧૦ ઝિલ્હજ્જના બપોર પછી અથવા રાત્રે રમી કરવાની તાકાત અને શકિત ધરાવે છે. તેમણે પોતાના તરફથી બીજાને નાયબ બનાવવુ જાઈઝ નથી. ૧૧મી તારીખના સવાર સુધીમાં પોતે રમી કરે.

**મસ્અલો** : સાતથી વધુ કાંકરીઓ મારવી મકરૂહ છે, પરંતુ શકના (વહેમ) કારણે વધુ મારી દેવામાં આવે તો વાંધો નથી.

**મસ્અલો** : જો કોઈએ ત્રણેવ દિવસની રમી બિલકુલ છોડી દીધી, અથવા એક દિવસની બિલકુલ રમી ન કરી અથવા એક દિવસની ચાર અને બીજા દિવસની અગિયાર કાંકરીઓ છોડી દીધી. તો આ બધી હાલતોમાં દમ વાજિબ થશે. આવુ એક દિવસ બને અથવા ત્રણેય દિવસ બને તો પણ દમ એક વાજિબ થશે.

**મસ્અલો** : જો ૧૦મી તારીખની રમીમાંથી ત્રણ અથવા એનાથી ઓછી કાંકરીઓ અને બાકી દિવસોની રમીમાંથી દસ અથવા

એનાથી ઓછી કાંકરીઓ છોડી દીધી. તો દરેક કાંકરીઓના બદલામાં પૂરો સદકો (પોણા બે કિલો ઘઉં) અથવા એની કિંમત વાજિબ થશે.

**મસ્અલો** : કાંકરી મારતી વખતે હાથ એટલો ઉંચો કરે કે બગલ ખૂલી જાય અને તેની સફેદી દેખાવા માંડે. આ પ્રમાણે કરવુ મુસ્તહબ છે, જરૂરી નથી.

**મસ્અલો** : રમીના દિવસોમાં આગલી રમીની કઝા થઈ શકશે, પરંતુ જો રમીના દિવસોમાં રમીની કઝા ન કરી તો હવે રમી તેના ઝિમ્મે રહેશે નહિ. પરંતુ બધાનો એક માત્ર દમ (બકરી) વાજિબ થશે.

**મસ્અલો** : જો ૧૨ ઝિલ્હજજના મક્કા મુકર્રમહ જવાનો ઈરાદો હોય તો સૂર્યાસ્ત પહેલાં મિનાથી નીકળી જાય. સૂર્યાસ્ત પછી ૧૩મી તારીખે રમી કર્યા વગર જવુ મકરૂહ છે, પરંતુ ૧૩ ઝિલ્હજજની રમી વાજિબ નથી.

**મસ્અલો** : ૧૩ ઝિલ્હજજના સુબ્હે સાદિક સુધી મિનામાં રહે તો ત્રણેવ શયતાનની રમી કરવી વાજિબ છે. અને એનો સુન્નત ટાઈમ ઝવાલ પછીથી સૂર્યાસ્ત સુધીનો છે. ઝવાલથી પહેલાં પણ જાઈઝ છે. જે લોકો મિનામાં હજ દરમિયાન મકાન લઈને રહે છે અને ૧૩ તારીખની સુબ્હ સાદિક સુધી ત્યાં રહે છે તો તેમના માટે ૧૩મી ઝિલ્હજજે રમી કરવી વાજિબ છે. તે દિવસની રમી છોડવાને કારણે દમ વાજિબ થશે.

**મસ્અલો** : ૧૧–૧૨ (૧૩ ઝિલ્હજજના રોકાય તો) મિનામાં પહેલા અને બીજા શયતાનને કાંકરી માર્યા બાદ ત્યાં થોડે દૂર હટીને કિબ્લા તરફ મોઢું કરી ઉભા રહી દુઆ માંગવી સુન્નત

છે. પરંતુ છેલ્લા શયતાનને કાંકરી માર્યા બાદ કોઈપણ દિવસે દુઆ માટે ઉભા રહેવુ સુન્નત નથી.

**મસ્અલો** : રમીમાં કાંકરીઓ એક પછી એક સતત ફેંકવી સુન્નત છે. બે કાંકરીઓ વચ્ચે સમયનું અંતર રાખવુ કે મોડુ કરવું મકરૂહ છે. એ જ પ્રમાણે બે શયતાનોની વચમાં દુઆ સિવાય થોભવુ તથા મોડુ કરવુ પણ મકરૂહ છે.

**મસ્અલો** : રમીમાં કોઈ ખાસ દિશા તરફ મોઢુ કરવુ જરૂરી નથી. જે તરફથી સગવડ હોય ત્યાંથી કાંકરી ફેંકે.

**મસ્અલો** : ૧૨ ઝિલ્હજ્જના મગરિબથી પહેલાં મિના છોડવુ જરૂરી નથી. પરંતુ મિનામાં મગરિબ થઈ જાય તો મિનાથી નીકળવું મકરૂહ છે. જો કોઈ મગરિબ પછી મક્કા મુકર્રમહ ચાલ્યો જાય તો કરાહત (મકરૂહ) સાથે જાઈઝ છે. માટે સ્ત્રીઓ, વૃધ્ધ, બિમાર માણસો માટે બેહતર છે કે, ૧૨ ઝિલ્હજ્જના મગરિબ પહેલાં પહેલાં અથવા મગરિબ પછી પોતાની રમી પોતે જ કરે. ત્યારબાદ મક્કા મુકર્રમહ જાય. આ પ્રમાણે મકરૂહ તો છે, પરંતુ ભીડને કારણે તથા આ લોકોની કમજોરીના લઈને ઈ.અલ્લાહ કરાહત નહીં રહે.

**મસ્અલો** : નાપાક કાંકરીઓ મારવી મકરૂહ છે. માટે બેહતર છે કે કાંકરી મારતા પહેલાં ધોઈ લે. પરંતુ જ્યાં સુધી નાપાક હોવાનું યકીન ન હોય ધોયા વગર મારવામાં કોઈ વાંધો નથી.

**મસ્અલો** : જમરહ (વર્તુળ)થી ઓછામાં ઓછા પાંચ હાથના અંતરે ઉભો રહે. બહુ દૂર પણ ન રહે અને નઝદીક પણ ન રહે. ''**બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર** કહી જમણા હાથથી એક કાંકરીને જમરહના વર્તુળમાં ફેંકે. દરેક કાંકરીની સાથે

બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર કહેતો રહે અને યાદ રહે તો આ દુઆ પણ પઢે :

رَغْمًالِلشَّيْطَانِ وَرِضًى لِلرَّحْمٰنِ، اَللّٰهُمَّ اجْعَلْهُ
حَجًّامَّبْرُوْرًا،وَسَعْيًا مَّشْكُوْرًا،وَذَنْبًا مَّغْفُوْرًا۔

**રગ્મન લિશ્શયતાનિ વ રિઝન લિર્રહમાનિ અલ્લાહુમ્મજઅલ્હુ હજ્જન મબરૂરન વ સઅયમ્મશ્કૂરા વ ઝમ્બમ્મગફૂરા.**

**અર્થ** : આ કાંકરી શયતાનને ઝલીલ કરવા અને અલ્લાહ પાકને રાજી રાખવા માટે મારૂં છું. અય અલ્લાહ ! તુ મારી હજને મકબૂલ અને અમલની કોશિશને કબૂલ કરી મારા ગુનાહોને માફ ફરમાવ.

**મસ્અલો** : સાતેવ કાંકરી એક સાથે મારી તો એક જ કાંકરી ગણાશે. બાકી છ કાંકરી મારવી જરૂરી છે.

**મસ્અલો** : છેલ્લા શયતાનને કાંકરી મારવાનું શરૂ કરતાં જ તલ્બિય્યહ પઢવાનું બંધ કરી આપે.

**મસ્અલો** : ૧૦ ઝિલ્હજ્જના કાંકરી મારવા પછી દુઆ માટે થોભવુ સુન્નત નથી. રમી પછી પોતાના તંબૂ તરફ ચાલ્યો જાય. આ દિવસે બીજા શયતાનને કાંકરી મારવી અભણતા છે.

## ૧૦મી ઝિલ્હજ્જનો ત્રીજો વાજિબ કુર્બાની છે.

કારિન અને મુતમત્તિઅ ઉપર વાજિબ છે કે મોટા શયતાનને કાંકરી માર્યા બાદ ત્યાં સુધી બાલ મુંડાવે કે કપાવે નહીં, જ્યાં સુધી પોતાની વાજિબ કુર્બાની ન કરે. જો કુર્બાની પહેલાં વાળ મુંડાવી લીધા તો દમ વાજિબ થશે.

હા, મુફરિદ માટે કુર્બાની વાજિબ નથી, મુસ્તહબ છે. જો તે કુર્બાની ન કરે અને માથુ મુંડાવી લે તો જાઈઝ છે.

**મસ્અલો** : જો કારિન અને મુતમત્તિઅ પાસે એટલા પૈસા નથી કે કુર્બાની કરી શકે, તો કુર્બાનીના બદલે ૧૦ રોઝા રાખવા પડશે. જેમાં શર્ત છે કે, ત્રણ રોઝા અરફાના દિવસ પહેલાં રાખે અને બાકી સાત રોઝામાં ઈખ્તિયાર છે કે, જ્યારે રાખી શકે ત્યારે રાખે. ચાહે પોતાના વતનમાં રાખે, પરંતુ જો ત્રણ રોઝા ૯ ઝિલ્હજ્જ પહેલાં નથી રાખ્યા તો પછી હવે કુર્બાની જ કરવી પડશે. જો પૈસાની ગુંજાઈશ ન હોય તો તાત્કાલિક માથુ મુંડાવી હલાલ થઈ જાય. પરંતુ હવે એના ઝિમ્મે બે દમ લાગુ પડશે. એક કિરાનનો અને બીજો કુર્બાનીથી પહેલાં માથું મુંડાવવાને કારણે. માટે બેહતર છે કે કોઈની પાસેથી રકમ લઈ કિરાનવાળી કુર્બાની કરે. હલાલ થવુ અને બે કુર્બાની થવી એ મજબુરીના લઈ ગુંજાઈશ આપેલી છે. જેથી એહરામથી ફારિગ થઈ શકે.

**મસ્અલો** : કારિન અને મુતમત્તિએ એક કુર્બાની તો શુક્રિયહની અદા કરવાની છે કે, અલ્લાહ પાકે એમને હજ અને ઉમરહ બંનેવ ઈબાદતોની તૌફીક આપી. આ કુર્બાનીને (દમે શુક્રિયહ) કહે છે. આ કુર્બાની કારિન અને મુતમત્તિઅ ઉપર વાજિબ છે અને મુફરિદ માટે મુસ્તહબ છે.

બીજી કુર્બાની ઈદુલ અઝહાની છે. જે દર વર્ષે વાજિબ છે. હવે જ્યારે એ હજ માટે આવ્યો, જો એ મુસાફિર છે તો એના ઉપર કુર્બાની વાજિબ નથી. મુસાફિર હોવાનો અર્થ એ કે નવમી ઝિલ્હજ્જ પહેલાં મક્કા મુકર્રમહમાં તેના રોકાણને પંદર દિવસ નથી થયા. તો એ મુસાફિર ગણાશે. એટલે એના ઉપર કુર્બાની

વાજિબ નથી. પરંતુ એ કુર્બાની કરે તો મુસ્તહબ અને સવાબનું કામ છે. અને જો ૧૫ દિવસ કે વધુ દિવસ થઈ ગયા છે અને પોતે સાહિબે નિસાબ (જેના ઉપર ઝકાત લાગુ પડે છે) પણ છે, તો તેના ઉપર કુર્બાની વાજિબ છે.

**મસ્અલો** : આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ હજ કરતી વખતે પોતાની અને પૂરી ઉમ્મતના તરફથી કુર્બાની કરી હતી, તો માલદાર માણસોને નમ્ર વિનંતી છે કે, આપ (સલ.) તરફથી કુર્બાની કરવાનું ન ચૂકે. એનો ઘણો સવાબ છે.

## ❋ વાળ કપાવવા–મુંડાવવા ❋

કિરાન અને તમત્તુઅવાળા કુર્બાનીથી ફારિગ થયા બાદ સૌપ્રથમ પોતાના વાળ કપાવે. અફઝલ છે કે, અસ્ત્રા વડે બધા વાળ મુંડાવે. કારણકે આપ (સલ.) મુંડાવવાવાળા માટે ત્રણ-ત્રણ વાર દુઆ ફરમાવી હતી કે, અય અલ્લાહ ! તુ મુંડાવવા-વાળા પર રહમ ફરમાવ. એક સહાબી (રદી.)એ કહયું કે, વાળ કપાવવાવાળા માટે દુઆ માંગો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વાળ મુંડાવવાવાળા માટે ફરી દુઆ માંગી. ત્રીજી વાર અર્ઝ કરી તો પણ આપ (સલ.)એ વાળ મુંડાવવાવાળા માટે દુઆ કરી અને જ્યારે ચોથી વખત અર્ઝ કરી તો રસૂલુલ્લાહ (સલ.)એ વાળ કપાવવાવાળા માટે દુઆ કરી, માટે બેહતર છે કે વાળ મુંડાવે.

બીજી રીત કસ્ત્ર એટલે કપાવવાની છે. જો કપાવે તો પુરા માથાના વાળોને અથવા ચોથા ભાગના વાળોને લંબાઈમાં આંગળીના બેડકા બરાબર કપાવે. સાવચેતી માટે એક બેડકાથી વધારે કપાવી લે. કારણકે પુરા માથાના વાળ સરખા હોતા નથી. નાના–મોટા હોય છે.

**મસ્અલો** : જેમના માથાના વાળ આંગળીના બેડકાથી નાના હોય, તેમણે મુંડાવવું વાજિબ છે. કપાવવાથી વાજિબ અદા નહીં થાય અને પોતે હલાલ થશે નહીં.

**મસ્અલો** : માથાના ચોથા ભાગના વાળ કપાવવા કે મુંડાવવા મકરૂહ છે. જો કે એનાથી વાજિબ અદા થઈ જશે.

**મસ્અલો** : વાળ ઉપર કોઈ દવા, પાવડર, સાબુ લગાડી વાળ સાફ કરી નાંખ્યા તો પણ વાજિબ અદા થઈ જશે.

**મસ્અલો** : વાળ કપાવવા કે મુંડાવવામાં નિય્યત કરવી જરૂરી છે.

**મસ્અલો** : નાના વાળ મુંડાવવા જરૂરી છે. પરંતુ બિમારીના કારણે માથા ઉપર અસ્ત્રો કે રેઝર નથી ચલાવી શકતો, તો કપાવવાથી વાજિબની ઝિમ્મેદારી અદા થઈ જશે અને હલાલ પણ થઈ જશે.

**મસ્અલો** : મિનામાં વાળ મુંડાવવા સુન્નત છે, પરંતુ હરમ શરીફની હદમાં હોવુ જરૂરી છે. હરમ શરીફની હદની બહાર વાળ કપાવવાથી દમ અદા કરવુ જરૂરી છે. પરંતુ હલાલ થઈ જશે.

**મસ્અલો** : જેના માથા ઉપર બિલ્કુલ વાળ ન હોય અથવા માથા પર ઝખમ છે, તો ફકત માથા ઉપર અસ્ત્રો ફેરવવો વાજિબ છે. જો ઝખમના લઈને અસ્ત્રો પણ ન ચાલી શકતો હોય તો આ વાજિબ પણ માફ થઈ જશે અને હજામત વગર તે હલાલ થઈ જશે, પરંતુ બેહતર છે કે આ પ્રકારનો માણસ ૧૨મી ઝિલ્હજ્જ સુધી હલાલ ન થાય (એટલે કે એહરામના અદબો જાળવી રાખે).

**મસ્અલો** : અમુક માણસો ત્રણ–ચાર ઉમરહ કરે છે અને દરેક વખતે ફકત ચોથા–ચોથા ભાગના વાળ મુંડાવે છે. આમ ચાર

વખત થઈ આખુ માથુ મુંડાવે છે, તે મકરૂહ છે.

**મસ્અલો** : એકથી વધુ ઉમરહ કરનાર માટે બેહતર એ છે કે પહેલી વખત હલક અથવા કસર કરાવે અને ત્યાર પછી દરેક વખતે માથા પર અસ્ત્રો ફેરવે, જેથી દરેક વખતે હલકનો સવાબ મળે.

**મસ્અલો** : એહરામવાળી વ્યકિત હજના બીજા અરકાન અદા કરી ચૂકી હોય અને ફકત વાળ કપાવવાના કે મુંડાવવાના જ બાકી હોય તો આવી વ્યકિત (ચાહે મર્દ હોય કે ઔરત) પોતાના વાળ પોતે કાપી કે મુંડી શકે છે. અથવા બીજા એહરામવાળાના વાળ કાપી મુંડી શકે છે.

**મસ્અલો** : ઉમરહના વાળ કપાવવા કે મુંડાવવા વખતે મક્કા શરીફમાં હોવુ સુન્નત છે અને હરમ શરીફની હદમાં હોવુ જરૂરી છે.

**મસ્અલો** : વાળ મુંડાવવાનો ટાઈમ જમરએ અકબાની રમી પછીથી શરૂ થાય છે. જે ૧૨મી ઝિલ્હજ્જ સુધી છે. અગર કોઈ માણસ ૧૨મી ઝિલ્હજ્જ પછી અથવા મોટા શયતાનને કાંકરી મારવા પહેલાં વાળ મુંડાવશે તો દમ અદા કરવુ જરૂરી છે.

**મસ્અલો** : ૧૦મી ઝિલ્હજ્જના વાળ મુંડાવવા મુસ્તહબ છે.

**મસ્અલો** : તવાફે ઝિયારત પહેલાં માથાના વાળની સફાઈ સુન્નત છે, વાજિબ નથી.

**મસ્અલો** : જે હાજીઓ ઉપર કુર્બાની વાજિબ નથી. જેમ કે (મુફરિદ) તો તેઓ રમી કરી મિનામાં જઈ વાળ મુંડાવે તો સુન્નત અદા થઈ જશે. જો કે મોટા શયતાન પાસે હજામો હોય છે, તેઓથી વાળ ન મુંડાવો, કારણકે મોટો શયતાન મિનાની

હદની બહાર છે. જ્યારે વાળ મિનામાં હલક કરાવવું સુન્નત છે. માટે મિનામાં જઈ વાળ મુંડાવે. હરમમાં માથાના વાળ મુંડાવવા વાજિબ છે અને હરમની હદ છોડી હિલમાં વાળ મુંડાવવાથી દમ અદા કરવુ વાજિબ થશે.

**મસ્અલો** : માથાના વાળ મુંડાવવા કે કપાવવા પહેલા નખ કાપવા અથવા મૂંછો કપાવવી જાઈઝ નથી. આ પ્રમાણે કરશે તો દમ લાગુ પડશે.

**મસ્અલો** : મુફરિદ પર કુર્બાની વાજિબ નથી, મુસ્તહબ છે. પરંતુ પ્રથમ રમી કરવી અને પછી ''હજામત'' કરાવવી વાજિબ છે.

**મસ્અલો** : માથુ મુંડાવતી વખતે કિબ્લા તરફ મોઢુ કરવુ અને હજામે જમણી તરફથી વાળ કાપવાની કે મુંડવાની શરૂઆત કરવી સુન્નત છે.

**મસ્અલો** : માથુ મુંડાવતી વખતે તકબીર પઢવી અને દુઆ માંગવી મુસ્તહબ છે.

**જરૂરી સુચના** : ૧૦મી ઝિલ્હજ્જના મોટા શયતાનને કાંકરીઓ માર્યા બાદ બે વાજિબ એટલે કે કુર્બાની અને હજામત ૧૦મી તારીખના જરૂરી નથી. ૧૨મી ઝિલ્હજ્જ સુધી કરી શકે છે. જો શયતાનને કાંકરી માર્યા બાદ ભીડને કારણે કુર્બાની કરવું મુશ્કેલ હોય તો જાણી જોઈને પોતાને તકલીફમાં ન નાંખે. આજે કુર્બાની નથી થઈ શકતી તો કાલે–પરમ દિવસે કરી શકે છે, પરંતુ કારિન મુતમત્તિઅ જ્યાં સુધી કુર્બાની નહી કરે ત્યાં સુધી હજામત નથી કરી શકતો અને જ્યાં સુધી હજામત નહી કરાવે ત્યાં સુધી એહરામ ખોલી નથી શકતો.

સામાન્ય રીતે ગરબડ એટલા માટે થાય છે કે, લોકો

એહરામ ખોલી નાંખવાની ઉતાવળ ઘણી કરે છે. ખાસ કરીને એકબીજાને સીવેલા કપડામાં જોઈને પોતે પણ એહરામ ખોલી નાંખવાની બેચેની થાય છે. અલ્લાહ પાકના ઘરે મહેમાન બનીને આવ્યા છે. તો એક દિવસ વધુ એહરામમાં રહેવામાં શું વાંધો છે ? આ આશિકાના, પ્રેમભર્યો લિબાસ કયારે નસીબ થશે ? જે આપણને મોત અને કફનની યાદ તાજી કરાવી આખિરત–વાળા અમલ તરફ પ્રેરિત કરે છે.

**મસ્અલો** : માણસ (હાજી) પોતે કતલખાનામાં જઈ પોતાના હાથે જાનવર ઝબ્હ કરે તે અફઝલ છે. પરંતુ જો ભીડ અને દૂર હોવુ અથવા તાપ–ગરમીના લઈ પોતે ત્યાં ન જઈ શકતો હોય તો બીજા માણસોને વકીલ બનાવી શકે છે. પરંતુ તેમાં ઘણી તકલીફમાં પડવાની બીક રહે છે. વકીલ જો સારો માણસ હોય તો ઠીક છે, નહીં તો લોકોની રકમો હજમ કરી જનારા પણ અમુક હોય છે. જો પોતે ગૃપમાં આવ્યા હોય તો પોતાના ગૃપમાંથી જ બે–ત્રણ અમાનતદાર હાજીઓને કતલખાનામાં જવાનું ભાડુ આપી રવાના કરવામાં આવે. તે કુર્બાની કરી પાછા આવ્યા પછી જ હજામત કરાવે.

મદ્રસહ સવ્લતિય્યહ જે હરમ શરીફની નજીક છે ત્યાં પણ આ પ્રમાણેની રકમ જમા થાય છે. તથા ઉલ્માએ કિરામ અને મુફતી હઝરાત પણ ત્યાં હાજર હોય છે. તેમનાથી મસાઈલ પૂછી શકાય છે.

આજકાલ બેંક (શિરકતુર રાજિહી) તરફથી કુર્બાનીની વ્યવસ્થા કરવામાં આવે છે. તેના માટે ટોકન વેચવામાં આવે છે. અને બેંક તેના તરફથી કુર્બાની કરે છે, પરંતુ તેમાં કામ કરનારા માણસોના કહેવા પ્રમાણે ૧૩ ઝિલ્હજ્જના સાંજ સુધી

કુર્બાની થતી રહે છે. જયારે કે હન્ફી મસ્લક પ્રમાણે ૧૨ ઝિલ્હજજના સાંજ સુધી જ કુર્બાનીની ગુંજાઈશ છે. બીજી ખરાબી એ છે કે કુર્બાનીનું જાનવર નક્કી થતુ નથી કે ફલાણી વ્યકિત તરફથી ફલાણુ જાનવર છે. બલ્કે ટોકનની સંખ્યા પ્રમાણે જાનવર ઝબ્હ કરવામાં આવે છે. હાં, બેંક આ સહુલત આપે છે કે સાત–આઠ માણસોનું ગૃપ હોય તો તે એક વ્યકિતને વકીલ બનાવી દે. અને તે વકીલ પોતે જ બધા તરફથી કુર્બાની કરે અથવા ટોકનની જગ્યાએ જાનવર ખરીદીને કુર્બાની કરે તો સહીહ થશે.

## ❁ તવાફે ઝિયારત ❁

૧૦મી ઝિલ્હજજનો સૌથી મોટો અમલ તવાફે ઝિયારત છે. આ તવાફ ફર્ઝ છે. આ તવાફમાં સુન્નત એ છે કે તેને રમી, કુર્બાની અને હલક પછી કરવામાં આવે. જો આ ત્રણેવ પહેલાં તવાફે ઝિયારત કરી લેશે તો પણ ફર્ઝ અદા થઈ જશે.

**મસ્અલો** : તવાફે ઝિયારતનો અફઝલ વખત ૧૦મી ઝિલ્હજજ છે, પરંતુ ૧૨મી તારીખના સૂર્ય આથમતા પહેલાં કરી લે તો પણ જાઈઝ છે. જો ૧૨મી તારીખ પસાર થઈ ગઈ અને તવાફે ઝિયારત ન કર્યો તો મોડુ કરવાથી દમ (કુર્બાની) વાજિબ થશે અને તવાફ તો કરવો જ પડશે. આ તવાફ કોઈપણ સંજોગોમાં માફ નથી અને ન એનો કોઈ બદલ (ફિદિયો) છે. બલ્કે જીંદગીની છેલ્લી પળો સુધી એને અદા કરવો ફર્ઝ રહેશે.

**મસ્અલો** : તવાફે ઝિયારતથી ફારિગ થઈ બધી વસ્તુઓ હલાલ થઈ જશે. અને પત્નીથી સંભોગ પણ હલાલ થઈ જશે.

**મસ્અલો** : અરફાતમાં થોભવા પછી અને તવાફે ઝિયારતથી પહેલાં જો કોઈએ પત્નીથી સંભોગ કરી લીધો તો એ સંભોગ

હજામત કરવા પહેલાં કર્યો, તો તેના ઉપર એક ઊંટ અથવા ગાયની કુર્બાની લાઝિમ આવશે. અને હજામત પછી સંભોગ કર્યો તો એક બકરાની કુર્બાની આપવી પડશે. પરંતુ હજ ફાસિદ નહી થાય. પરંતુ ત્યાર પછી પણ તવાફે ઝિયારત તો કરવો જ પડશે. તવાફે ઝિયારત કુર્બાનીથી માફ નહીં થાય.

**મસ્અલો** : જો કોઈ માણસ તવાફે ઝિયારત કરવા પહેલાં મરણ પામે અને હજની ક્રિયાઓ પુરી કરવાની વસિય્યત કરી જાય તો તેના તવાફે ઝિયારત માટે ઊંટ અથવા ગાય ઝબહ કરવી વાજિબ છે.

**મસ્અલો** : જો તવાફે કુદૂમ સાથે સઈ કરી ચૂકયો છે, તો તવાફે ઝિયારતમાં ન તો રમલ કરે, ન ઈઝતિબાઅ કરે અને ન સઈ કરે.

**મસ્અલો** : જો તવાફે કુદૂમ સાથે સઈ નથી કરી, તો પહેલા ત્રણ ચક્કરોમાં રમલ કરે. તવાફની નમાઝ પઢીને ઈસ્તિલામ કરે. અને ત્યારબાદ સઈ કરે.

**મસ્અલો** : હજામત કરાવ્યા બાદ સિવેલા કપડાં પહેરી લેવામાં આવે છે. અમુક માણસો તેનાથી અચંબો અને વિચારમાં પડી જાય છે કે સિવેલાં કપડાં પહેરીને તવાફ તથા સઈ થાય. તો તેમણે જાણવુ જોઈએ કે હજના મુખ્ય અરકાનો અદા થઈ ગયા અને એહરામ બદલવો હલાલ થઈ ગયો. માટે સામાન્ય કપડામાં તવાફે ઝિયારત કરતી વખતે રમલ તો થશે, પરંતુ ઈઝતિબાઅ નહીં થાય.

**મસ્અલો** : તવાફે ઝિયારત કરીને ફરીથી મક્કા મુકર્રમહથી મિના આવી જાય. રાતના મિનામાં રહેવુ સુન્નત છે. મિના સિવાય અન્ય જગા પર રહેવુ મકરૂહ છે. ચાહે મક્કા મુકર્રમહમાં રહે, ચાહે રસ્તામાં રહે.

એ જ પ્રમાણે રાતનો વધુ ભાગ બીજી જગ્યાએ પસાર કરવો પણ મકરૂહ છે. પરંતુ એનાથી દમ વાજિબ થશે નહીં.

શરઈ ઉઝર અને કારણ વગર સુન્નતો છોડવાથી હજની બરકતોથી માણસ મહરૂમ રહે છે. માટે મિનામાં જ પોતાનો સમય પસાર કરે અને હજના બધા જ અરકાનો સુન્નત પ્રમાણે અદા કરવાની કોશિષ કરે.

## ❋ હજનો ચોથો દિવસ ❋

૧૦ અને ૧૧મી ઝિલ્હજ્જની રાતો મિનામાં પસાર કરવી સુન્નતે મુઅક્કદહ છે. મિનાથી બહાર બીજી કોઈ જગ્યાએ રાત પસાર કરવી મના છે.

જો કુર્બાની અથાવ તવાફે ઝિયારત કોઈ કારણથી દસ તારીખના નથી કરી શકયો તો આજે ૧૧મી ઝિલ્હજ્જના કરી લે. અને બેહતર છે કે ઝુહર પહેલાં ફારિગ થઈ જાય. ઝુહરની નમાઝ બાદ ત્રણેવ શયતાનને કાંકરી મારવા રવાના થાય.

આજનો મુસ્તહબ ટાઈમ ઝુહરથી લઈ સૂર્યાસ્ત સુધી છે. સૂર્ય આથમવા બાદ મકરૂહ છે. પરંતુ ૧૨મી ઝિલ્હજ્જની સુબ્હે સાદિકથી પહેલાં રમી કરી લીધી તો અદા થઈ જશે. દમ લાગુ નહીં પડે. અને જો ૧૨મીની સવાર થઈ ગઈ તો હવે ૧૧મી તારીખની રમીનો સમય ચાલ્યો ગયો. હવે તેની કઝા અને દમ લાગુ પડશે. એટલે કે ૧૨મીની રમી પણ કરે. અને ૧૧મીની છૂટેલી કાંકરીઓ પણ મારે અને કઝા કરવાને લઈ દમ (કુર્બાની) પણ આપે.

પ્રથમ અને બીજા શયતાનને કાંકરી માર્યા બાદ દુઆ અને ઈસ્તિગફાર કરે. ત્રીજા શયતાનને કાંકરી માર્યા બાદ દુઆ માટે

ન થોભે, કારણકે એ સુન્નતથી સાબિત નથી.

આજનું આ કામ પુરૂ થયું. હવે પોતાના તંબૂમાં આવી જાય અને ઝિક્ર, દુઆ, તિલાવત વગેરેમાં દિવસ પસાર કરે. ગફલત અને ફુઝૂલ કામોમાં સમય પસાર ન કરે.

## ❃ હજનો પાંચમો દિવસ ❃

જો કુર્બાની અથવા તવાફે ઝિયારત ૧૧મી ઝિલ્હજ્જના પણ ન કરી શકયો તો આજે કરી લે. આજનું અસલ કામ ફકત ત્રણેવ શયતાનને કાંકરી મારવાનું છે. બપોર (ઝોહર) પછી ત્રણેવ શયતાનને તે પ્રમાણે કાંકરી મારે, જેમ ગઈકાલે (૧૧ ઝિલ્હજ્જના) કર્યું હતું. હવે ૧૩ તારીખની રમી માટે ઈખ્તિયાર છે, ચાહે મક્કા મુકર્રમહ ચાલ્યો જાય, ચાહે મિનામાં રહે. પરંતુ જો મિનામાં ૧૩મી સવાર થઈ ગઈ તો ૧૩મીની રમી વાજિબ થશે. નહીં તો દમ લાગુ પડશે. ૧૩મીની રમીમાં સહુલત છે કે, ઝવાલ (બપોર) પહેલાં પણ કાંકરી મારવી જાઈઝ છે.

## ❃ મક્કા મુકર્રમહ તરફ વાપસી ❃

હવે મિનાથી ફારિગ થઈ મક્કા મુકર્રમહ ચાહે સવારી ઉપર આવે અથવા પગપાળા આવે. પગપાળા આવવા માટે પણ સાઉદી સરકારે રસ્તા બનાવ્યા છે. છેલ્લા શયતાનને કાંકરી માર્યા બાદ સામે ચાલ્યા કરવાનું છે. તે સીધા હરમ શરીફ પાસે પહોંચાડી આપે છે અને સવારી માટે પણ વાહનોની વ્યવસ્થા છે.

હવે હજના કામોમાંથી ફકત એક કામ તવાફે વિદાઅ બાકી રહયો છે. જે મક્કા મુકર્રમહથી પાછા ફરતી વખતે વાજિબ છે. જ્યાં સુધી મક્કા મુકર્રમહમાં રહે, બીજા નફલી તવાફ પોતાની તાકાત પ્રમાણે વધુ પ્રમાણમાં કરતો રહે. હરમ શરીફમાં

પાબંદીથી હાજરી, તવાફ, નમાઝો, તિલાવત, કા'બા શરીફને અઝમત અને મુહબ્બતથી જોવુ ગનીમત સમજી ખૂબ ઈબાદતોમાં મશગૂલ રહે.

સદકો, ખયરાત જેટલો બની શકે કરે. મક્કાવાસીઓથી મુહબ્બત, એમની ઈઝઝત, અદબ, મર્યાદા સાચવે. તેમની બેઈઝઝતી કરવાથી બચે અને દિલમાં ખ્યાલ જમાવે કે મને અલ્લાહના રસૂલ (સલ.)એ મક્કાવાસીઓ બલ્કે દરેક અરબથી મુહબ્બત કરવાનો હુકમ કર્યો છે. માટે એમનાથી કંઈ તકલીફ પહોંચે તો પણ અલ્લાહપાકના રસૂલ (સલ.)ની મુહબ્બતને લઈ દરગુઝર કરે. ઉમ્મીદ છે કે આપણા આ અમલથી પણ આપણી બખ્શીશ થઈ જાય. નાના–મોટા ગુનાહોથી દરેક રીતે બચવાની કોશિષ કરે. કારણકે અહિંયા જેમ ઈબાદતોનો સવાબ એક લાખ બરાબર છે, તેમ ગુનાહોનો વબાલ પણ ઘણો મહાન છે. માટે ત્યાંની બજાર, માર્કેટોમાં શોપિંગ માટે અથવા ફરવા માટે વધુ નીકળવુ, ગેરમહરમ ઓરતો પર નજર પડવી, બેકાર વાતો, ગીબતો વગેરેથી પોતાને બચાવવાની કોશિશ કરે.

## ❀ તવાફે વિદાઅ ❀

મીકાતથી બહાર રહેનારાઓ ઉપર વાજિબ છે કે જ્યારે મક્કા મુકર્રમહથી પાછા ફરવા લાગે તો રૂખ્સતી (વાપસી) તવાફ કરે. આ હજનો છેલ્લો વાજિબ છે અને આ વાજિબ હજના ત્રણેવ પ્રકારોવાળા (કારીન, મુતમત્તિઅ, મુફરિદ) ઉપર વાજિબ છે. આ તવાફ હરમ શરીફ અને મીકાતની અંદર રહેવાવાળા ઉપર વાજિબ નથી.

**મસ્અલો** : તવાફે વિદાઅ (સદ્) માટે નિય્યત જરૂરી નથી. જો

વાપસી વખતે નફલી તવાફ કર્યો તો તેનાથી પણ તવાફે વિદાઅ અદા થઈ જશે, પરંતુ અફઝલ છે કે ખાસ તવાફે વિદાઅની નિય્યત કરી તવાફ કરે.

**મસ્અલો** : તવાફે વિદાઅ કર્યા બાદ કોઈ જરૂરતને લઈ મક્કા મુકર્રમહમાં થોભી જાય તો ફરીથી તવાફ કરવો વાજિબ નથી. હાં, મુસ્તહબ છે કે ફરીથી કરી લે.

**મસ્અલો** : તવાફે વિદાઅ પછી બે રકાઅત નમાઝ તવાફની પઢે. પછી કિબ્લા તરફ મોઢુ કરી ઉભો થઈ ઝમઝમનું પાણી પીએ. પછી હરમ શરીફથી રૂખ્સત (પાછા) થાય.

**મસ્અલો** : તવાફે વિદાઅથી પહેલાં મક્કા મુકર્રમહના રોકાણ દરમ્યાન એ પણ ઈખ્તીયાર છે કે વધુ ઉમરહ કરે. જેના માટે હરમ શરીફની બહાર જઈ એહરામ બાંધવો જરૂરી છે. નજીકની હદ તન્ઈમ છે.

મુલ્લાં અલી કારી (રહ.) વધુ તવાફ કરવાને અફઝલ સમજે છે. અને સહાબાએ કિરામ (રદી.) તથા તાબિઈન (રહ.)ના અમલો પણ વધુ તવાફ કરવાના જ હતા.

**મસ્અલો** : કોઈ માણસ તવાફે વિદાઅ કરવા વગર મક્કા મુકર્રમહથી રવાના થઈ ગયો તો જ્યાં સુધી મીકાતથી નહીં નીકળે, તેને ફરી પાછા ફરી તવાફે વિદાઅ કરવો વાજિબ છે. એહરામની જરૂર નથી. અને જો મિકાતથી બહાર ચાલ્યો ગયો તો તેને બે કામોમાંથી એક કામ કરવુ જરૂરી છે. વાજિબ છોડવાને લઈ દમ મોકલી આપે, અથવા એહરામ બાંધી મક્કા મુકર્રમહ જઈ ઉમરહ કરી તવાફે વિદાઅ કરી લે. આ પ્રમાણે મોડુ કરવાથી દમ કે સદકો વાજિબ થશે નહીં, પરંતુ આ પ્રમાણે કરવુ ઠીક નથી.

**મસ્અલો** : ફકત ઉમરહ માટે આવનાર ઉપર તવાફે વિદાઅ વાજિબ નથી. તવાફે વિદાઅ કરતી વખતે પોતાના ઉપર ગમ કે અફસોસની હાલત, (આંખોથી આંસુ વહે અથવા રડવાની શકલ) બનાવે. મુલ્તઝમ અને ચોખટ પાસે ખૂબ રડીને દુઆ માંગે કે આ પાક જગ્યા ફરીથી નસીબ થાય. પોતાના માટે સગાં–સંબંધીઓ તથા તમામ મુસલમાનો માટે આફિયતની દુઆ માંગે. મસ્જિદમાંથી ઉલ્ટા પગે નીકળવુ રસૂલુલ્લાહ (સલ.)થી સાબિત નથી. પરંતુ આલિમો અને બુઝુર્ગોએ કા'બા શરીફના માન અને ઈઝઝત માટે સારૂ સમજયુ છે. તવાફે વિદાઅ પછી હરમ શરીફમાં નમાઝો પઢી શકે છે. અમુક લોકો તવાફે વિદાઅ પછી હરમ શરીફમાં જવાનુ ના કહે છે. તે સદંતર ખોટુ છે, નિઃસંકોચ (કોઈપણ જાતના વાંધા વગર) જઈ શકાય છે.

## હજજે કિરાન તથા હજજે તમત્તુઅના મસાઈલ

હન્ફી મસ્લકમાં કિરાન અફઝલ છે, પરંતુ જે હાજીઓને પોતાની ઝાત ઉપર ભરોસો ન હોય કે એહરામ વિરૂદ્ધ કામોથી બચી શકીશ. કારણકે કિરાનનો એહરામ લાંબો રહે છે, તો તમત્તુઅ કરે.

**મસ્અલો** : મક્કા શરીફના રહેવાસી માટે તમત્તુઅ જાઈઝ નથી.

**મસ્અલો** : જે માણસ હજના મહિનાઓ (શવ્વાલ, ઝિલ્કઅદહ, ઝિલ્હજ્જહ). પહેલાં મક્કા મુકર્રમહમાં આવી હલાલ થઈ ગયો તો તેના માટે પણ તમત્તુઅ જાઈઝ નથી.

**મસ્અલો** : હજના મહિનાઓમાં ઉમરહ કરી મદીના મુનવ્વરહ જનાર જ્યારે મક્કા મુકર્રમહ પાછો ફરે તો કિરાનનું એહરામ બાંધવું બેહતર નથી.

**મસ્અલો** : જે માણસ હજના મહિનાઓમાં ઉમરહ કરી મદીનહ શરીફ ગયો તો ઈમામ અબૂ હનીફા (રહ.)ના મત મુજબ ફકત હજનું એહરામ બાંધી મક્કા મુકર્રમહ આવે. તમત્તુઅની નિય્યત ન કરે.

**મસ્અલો** : જો કોઈ આફાકી માણસ હજના મહિનાઓમાં ઉમરહ કર્યા બાદ મદીના મુનવ્વરહ અથવા જિદ્દહ વગેરે જગ્યાઓએ ચાલ્યો જાય તો વાપસી વખતે તેણે હજ્જે ઈફરાદનો એહરામ બાંધવો બેહતર છે.

અને જો કોઈ મદીના મુનવ્વરહથી વાપસી વખતે ઉમરહનો એહરામ બાંધશે તો કોઈ વાંધો નથી. પરંતુ બેહતર છે કે ઈફરાદનો એહરામ બાંધે. મદીના મુનવ્વરહથી વાપસી પછી હજના દિવસો ઘણા બાકી છે અને એહરામની પાબંદીઓ ઉપર અમલ કરવો મુશ્કેલ છે તો પછી ઉમરહનો એહરામ બાંધવો બેહતર છે. અને જો એક–બે દિવસ પછી હજના દિવસો શરૂ થઈ જાય છે તો બેહતર છે કે ઈફરાદનો એહરામ બાંધે.

## ❋ હજની વસિય્યત બાબત ❋

જે માણસ ઉપર હજ ફર્ઝ થઈ ગઈ અને અદા કરવાનો સમય મળવા છતાં હજ અદા ન કરી તો તેના ઉપર હજ કરાવ–વાની વસિય્યત કરવી વાજિબ છે. વસિય્યત કર્યા વગર મરણ થશે તો ગુનેહગાર થશે.

**મસ્અલો** : જે વર્ષે હજ ફર્ઝ થઈ, તે વર્ષે મરણ પામ્યો અથવા તે વર્ષે હજ અદા કરવા ગયો. અને રસ્તામાં મરણ પામ્યો તો વસિય્યત કરવી જરૂરી નથી.

**મસ્અલો** : મરનારે વસિય્યત નથી કરી અને વારિસ પોતાની

રાજી–ખુશીથી અથવા કોઈ સગાએ મરનાર તરફથી હજ કરી અથવા કરાવી તો મરનાર તરફથી ફર્ઝ હજ અદા થઈ જશે. ઈન્શાઅલ્લાહ.

**મસ્અલો** : વસિય્યત માલના ત્રીજા ભાગમાં ચાલશે. ત્રીજા ભાગથી વધારે ખર્ચ થાય અને વારિસો પોતાની રાજી–ખુશીથી વધુ ખર્ચ આપે તો જાઈઝ થશે.

**મસ્અલો** : માલના ત્રીજા ભાગમાં ગુંજાઈશ હોય તો મૈયતના વતનથી જ હજ કરાવવી જોઈએ અને જો ત્રીજા ભાગથી ઓછો છે, વતનથી હજ થઈ શકતી નથી તો જ્યાંથી થઈ શકે ત્યાંથી હજ કરાવવી જોઈએ.

**મસ્અલો** : મૈયત તરફથી જે માણસ હજ માટે ગયો હતો, તેનું અરફાતમાં થોભવા બાદ મરણ થયું, તો મૈયતની ફર્ઝ હજ અદા થઈ ગઈ.

## ❋ દુઆ કબૂલ થવાની જગ્યાઓ ❋

૧. તવાફ કરતી વખતે.

૨. મુલ્તઝમ (હજરે અસ્વદ અને દરવાજાની વચમાં) પાસે.

૩. હતીમની અંદર.

૪. કા’બા શરીફના અંદર.

૫. હજરે અસ્વદ પાસે.

૬. કા’બા શરીફના દરવાજા સામે.

૭. રૂકને યમાની પાસે.

૮. સૌપ્રથમ કા’બા શરીફ ઉપર નજર પડે ત્યારે.

૯. મકામે ઈબ્રાહીમની પાછળ.

૧૦. ઝમઝમના કુવા પાસે. (હવે નીચે જવાનું બંધ કરી દીધુ છે.)

૧૧. સફા–મરવહની પહાડી પાસે.

૧૨. સફા–મરવહના લીલા થાંભલાઓની વચ્ચે.

૧૩. મીના ખાસ મસ્જિદે ખયફમાં.

૧૪. અરફાતના મેદાનમાં.

૧૫. મુઝદલિફામાં.

૧૬. મિઝાબે રહમત (પરનાળુ)ની નીચે.

૧૦ ઝિલ્હજ્જના કાંકરી મારવા પછી દુઆ માટે થોભવુ સુન્નત નથી. કાંકરી માર્યા બાદ પોતાના તંબૂ તરફ ચાલ્યો જાય. ૧૧મી ઝિલ્હજ્જના પહેલા અને બીજા શયતાન પાસે થોભીને દુઆ કરે. ત્રીજા શયતાન પાસે ન થોભે. આ જ પ્રમાણે ૧૨મી ઝિલ્હજ્જના પણ કરે.

## ❃ જિનાયત (ભૂલો) ❃

હરમ શરીફ અથવા એહરામની હાલતમાં જે જે કામો નાજાઈઝ અને હરામ છે, તે કામો કરવાને જિનાયત કહેવામાં આવે છે.

**જિનાયતના બે પ્રકાર છે :**

૧. એહરામની જિનાયત (ભૂલો) જે કામો એહરામની હાલતમાં કરવાની મનાઈ છે તે કરવા.

૨. હજના વાજિબો છોડી દેવા અથવા તેને અદા કરવામાં કમી કરવી. એહરામની ભૂલો આઠ પ્રકારની છે.

(૧) મર્દોએ સીવેલા કપડાં પહેરવા.

(૨) મર્દોએ માથુ અને મોઢુ છુપાવવું. સ્ત્રીઓએ ફકત મોઢુ છુપાવવું.

(૩) ખુશ્બૂ લગાડવી.

(૪) શરીરના કોઈપણ ભાગના વાળ દૂર કરવા.

(૫) નખ કાપવા.

(૬) શરીર પરથી જૂ મારવી અથવા શરીરથી અલગ કરવી.

(૭) પોતાની પત્ની સાથે સંભોગ કરવો અથવા શહવત (આવેશમાં આવી)થી ચુંબન અથવા શહવત સાથે પત્નીને પકડવી અથવા દબાવવી.

(૮) જમીન પર રહેનાર જાનવરોનો શિકાર કરવો.

**નોંધ** : એહરામની ભૂલો બીજી ઈબાદતોની ભૂલોથી અલગ પ્રકારની છે. એહરામની વિરૂદ્ધ કોઈપણ નાજાઈઝ કામ અભણતાથી કે ઈરાદાપૂર્વક, રાજીખુશીથી, ભૂલથી, ઝબર–દસ્તીથી, સુવાની હાલતમાં કે જાગતાની હાલતમાં, હોશમાં અથવા બેહોશીમાં, માલદારીના ઘમંડમાં કે ફકીરીની લાચારીમાં અથવા મજબૂરીથી પોતે કરે કે કોઈની પાસે કરાવે. દરેક હાલતમાં ભૂલ થવાથી સજા વાજિબ થશે. મર્દ અને ઔરત બંનેવનો હુકમ એક છે. પરંતુ લાચારી અને મજબૂરી બિમારીથી કરવાને લઈ ગુનેહગાર થશે નહીં. પરંતુ સજા તો લાગુ પડશે અને લાચારી, બિમારી, વગર કરવાથી ગુનેહગાર થશે અને સજા પણ લાગુ પડશે.

**મસ્અલો** : કોઈ માલદાર માણસ જાણી જોઈને ભૂલ કરી બદલો આપી દેશે તો તે સખ્ત ગુનેહગાર થશે. અને તેની હજ્જે મબ્રૂર (નેકી અને સવાબવાળી) ગણાશે નહીં. અને ઉઝર વગર કરવામાં જે સજા નક્કી છે, તે જ ભોગવવી પડશે. સદકો કે રોઝા રાખવા જાઈઝ નથી. પરંતુ ઉઝરને લઈ ભૂલ કરવાથી દમ તેમજ રોઝા સદકો આપવો પણ જાઈઝ છે.

**મસ્અલો** : ભૂલોની સજા તરત જ અદા કરવી જરૂરી નથી.

મરણ પહેલાં અદા કરવી જરૂરી છે. અગર અદા ન કરી શકયો તો વસિય્યત કરવી જરૂરી છે. વસિય્યત નહીં કરી અને વારિસો મરનાર તરફથી અદા કરી આપે તો ઈન્શાઅલ્લાહ અદા થઈ જશે, પરંતુ વારિસ પોતાના તરફથી રોઝા રાખી શકતો નથી.

## ❃ સજામાં વપરાતા શબ્દો વિષે ખુલાસો ❃

**દમ** : જ્યાં જ્યાં દમ શબ્દ બોલવામાં આવે છે ત્યાં બકરી, ઘેટું, દુમ્બો તેમજ ગાય, ભેંસ કે ઊંટનો સાતમો ભાગ સમજવો જોઈએ અને જાનવરોમાં તે સર્વે શર્તો હોવી જરૂરી છે. જે કુર્બાનીના જાનવરમાં હોવી જોઈએ.

**બુદનહ** : આ શબ્દ જ્યાં જ્યાં બોલવામાં આવે છે, ત્યાં મોટુ આખુ જાનવર ગાય અને ઊંટ હોય છે.

બુદનહ ફકત બે જગ્યાએ વાજિબ છે. (૧) હૈઝ, નિફાસ અને જનાબત (નાપાકી)ની હાલતમાં તવાફે ઝિયારત કરવું. (૨) અરફાતના મેદાનમાં થોભવા પછી માથાના વાળ મુંડાવવા પહેલાં પત્ની સાથે સંભોગ કરવો.

**સદકહ** : સદકહનો શબ્દ જ્યાં બોલવામાં આવે ત્યારે સદકએ ફિત્ર બરાબર અનાજ (પોણા બે કિલો ઘઉં) સમજવું. કોઈકવાર સદકહના શબ્દથી મુટ્ઠી બરાબર અનાજ કે રોટીના ટુકડા બરાબર અનાજ પણ સમજવામાં આવે છે.

## ❃ ભૂલોમાં ઉઝર અને ઉઝર વગરનો ફર્ક ❃

ઉઝરનો અર્થ તાવ, શરદી, ઝખ્મ, દર્દ, દરેક તે બિમારી જેમાં તકલીફ વધુ હોય. લગાતાર બિમારી તેમજ મરણ સુધી પહોંચવાના ખતરાવાળી બિમારી હોય.

ઉંઘ, ભૂલચૂક, નાદારી (ગરીબી) એ ઉઝર નથી. અગર ઉઝરને કારણે સિવેલું કપડું પહેર્યુ, ખુશ્બૂ લગાડી, વાળ કપાવ્યા, માથુ તેમજ મોઢુ છુપાવ્યું, આ સર્વેમાં અગર ભૂલ સંપૂર્ણ છે (જેની વિગત આગળ આવે છે.) તો એહરામવાળી વ્યકિતને ઈખ્તિયાર છે કે દમ અદા કરે અથવા ત્રણ રોઝા રાખે અથવા છ (૬) ફકીરોને સદ્કએ ફિત્ર બરાબર સદકો કરે. (સાડા દસ કિ.ગ્રા.)

અગર ભૂલ સંપૂર્ણ (કામિલ) નથી, તો ઈખ્તિયાર છે કે ત્રણ રોઝા રાખે અથવા છ (૬) ફકીરોને સદકો આપે. આ ઈખ્તિયાર ઉઝરની હાલતમાં છે. ઉઝર વગર સંપૂર્ણ (કામિલ) ભૂલમાં દમ વાજિબ છે. અને અધૂરી ભૂલમાં સદકહ નક્કી છે. રોઝાથી ભૂલ અદા થશે નહિં.

## ❃ સંપૂર્ણ અને અધૂરી ભૂલની વિગત ❃

**શરીરના ઉપર ખુશ્બૂ લગાડવાની ભૂલ :**

શરીરના કોઈ મોટા ભાગ માથુ, દાઢી, હથેળી, જાંગ, પીંડલી ઉપર પુરા ભાગે ખુશ્બૂ લગાડી તો સંપૂર્ણ ભૂલ ગણાશે. ઉઝર વગર થોડીકવાર માટે પણ કેમ ન લગાડી હોય. તરત જ ધોઈ નાંખશે તો પણ દામ વાજિબ થશે.

ઉઝરથી બિમારીને લઈ લગાડી તો ત્રણ કામોમાંથી જે અદા કરશે સહીહ છે : (૧) દમ, (૨) ત્રણ રોઝા, (૩) ૬ ફકીરોને સદ્કએ ફિત્ર (સાડા દસ કિલો) બરાબર ફિદીયો. ત્રણમાંથી કોઈ એક અદા કરવું વાજિબ છે.

કોઈ નાના ભાગને ઉઝર વગર ખુશ્બૂ લગાડવી, જેમકે નાક, કાન, આંખ, મૂંછ, આંગળી અથવા મોટા અવયવના થોડા

ભાગમાં તો ભૂલ અધુરી ગણાશે. એમાં સદ્કએ ફિત્ર બરાબર વાજિબ છે. ઉઝર લાચારીથી અધૂરી ભૂલમાં ઈખ્તિયાર છે. ફિત્રા બરાબર સદકો આપે અથવા ત્રણ રોઝા રાખે.

**નોંધ** : અધૂરી, સંપૂર્ણ ભૂલ ત્યારે છે કે, ખુશ્બૂ થોડીક હોય, પરંતુ નાના ભાગને પણ વધુ ખુશ્બૂ લગાડી આપી તો સંપૂર્ણ ભૂલ ગણાશે અને દમ અદા કરવું જરૂરી થશે.

## ❋ કપડામાં ખુશ્બૂ લગાડવાની ભૂલ ❋

**મસ્અલો** : કપડું ખુશ્બૂથી ભરેલુ પહેર્યુ. જો ખુશ્બૂ વેંત બે વેંતથી ઓછી લાગી હોય અથવા વેંત બે વેંત લાગી છે તો આવુ કપડું એક રાત અથવા એક દિવસ પહેર્યુ હોય તો તેનાથી દમ વાજિબ થશે.

**મસ્અલો** : વેંત બે વેંતથી ઓછી ખુશ્બૂ લાગેલી હોય તો સદકો આપે. અગર રાત અથવા દિવસ પહેર્યુ અને રાત–દિવસથી ઓછુ પહેરવાની સૂરતમાં પણ સદકો વાજિબ છે. અને એક દિવસથી ઓછા સમયમાં ચાહે ખુશ્બૂ વધારે હોય અને વેંત બે વેંત ખુશ્બૂ ભરેલી હોય તો સદકો છે. અર્ધી રાતથી અર્ધો દિવસ એક દિવસની ગણત્રીમાં આવશે.

**મસ્અલો** : ગળામાં ફુલોનો હાર પહેરવો મકરૂહ છે.

## ❋ ખાણામાં ખુશ્બૂની વિગત ❋

**મસ્અલો** : જો ખુશ્બૂ ખાવામાં મિલાવી ખાવુ પકાવવામાં આવ્યુ હોય તો તે ખાણુ ખાવાથી કાંઈ વાજિબ નથી. ચાહે ખુશ્બૂ આવી રહી હોય અને વધારે કેમ ન હોય. જો ખાવા પકાવવા બાદ ખુશ્બૂ નાંખી હોય જેમકે મસાલો, ઈલાયચી વગેરે તો એવા ખાણાથી પણ કાંઈ વાજિબ નથી. ચટણી, અચાર વગેરે જેમાં

ખુશ્બૂ નાંખી હોય, પરંતુ પકાવવામાં ન આવી હોય અને ખુશ્બૂનું પ્રમાણ વધારે છે, તો વધારે ખાવાથી દમ વાજિબ થશે.

**મસ્અલો** : અગર કોઈ માણસે વધુ પ્રમાણમાં જઅફરાન જેવી ખુશ્બૂ ખાધી અને મોઢાના વધુ ભાગમાં ખુશ્બૂ લાગી ગઈ તો દમ વાજિબ છે. અને મોઢાના વધુ ભાગમાં નહીં લાગી તો સદકો વાજિબ છે.

**મસ્અલો** : ઠંડા પીણા જેમકે સોડા, લેમન વગેરેનું શરબત જો ખુશ્બૂ ન હોય તો પીવુ જાઈઝ છે અને જો ખુશ્બૂ મેળવેલી છે, પરંતુ થોડી છે તો સદકો વાજિબ થશે. પરંતુ એક મજલિસમાં વારંવાર ખુશ્બૂવાળી વસ્તુ પીવાથી દમ વાજિબ થશે. અને વધુ ખુશ્બૂ હોવાની સૂરતમાં એક વખતે પણ વધુ પ્રમાણમાં પીવાથી વાજિબ થશે.

**મસ્અલો** : હજરે અસ્વદ ઉપર ખુશ્બૂ લાગેલી હોય અને એહરામવાળાએ તેને ચુંબન કર્યું, જેનાથી ખુશ્બૂ મોઢા તથા હાથમાં લાગી ગઈ, જો વધુ લાગશે તો દમ વાજિબ થશે અને થોડીક લાગશે તો સદકો વાજિબ થશે.

**મસ્અલો** : માથુ, દાઢી, હાથ ઉપર મહેંદી પૂરા ભાગ અથવા ચોથા ભાગ ઉપર લગાડી, જો મહેંદી આછી–આછી લગાડી તો એક દમ વાજિબ થશે. એક ખુશ્બૂને લઈ અને બીજી માથુ છુપાવવાના કારણે. પરંતુ સ્ત્રી ઉપર એક જ દમ આવશે. ઔરતને પોતાનું માથુ છુપાવવુ ફર્ઝ છે અને આ દમ ત્યારે છે, જ્યારે કે (૧૨ કલાક) લાગેલી રહે અગર પૂરી રાત નહીં લગાડી તો મર્દ ઉપર એક દમ અને સદકો વાજિબ થશે અને ઔરત પર ખુશ્બૂને લઈ દમ વાજિબ થશે.

**મસ્અલો** : પુરી હથેળી ઉપર મહેંદી લગાડવાથી દમ વાજિબ થશે.

**મસ્અલો** : પાનમાં ખુશ્બૂવાળી તંબાકુ, એલાયચી ખાવી મકરૂહ છે. મસાઈલની કિતાબોના અમુક શબ્દોથી એમ લાગે છે કે એનાથી દમ વાજિબ થાય છે. માટે એનાથી બચવાની જરૂરત છે.

**મસ્અલો** : ખુશ્બૂદાર સુરમો એક-બે વાર લગાડવાથી સદકો વાજિબ થાય છે અને ખુશ્બૂ વગરનો સુરમો લગાડવામાં કાંઈ વાંધો નથી.

## ❋ સીવેલા કપડાં પહેરવા બાબત ❋

**મસ્અલો** : સિવેલુ કપડું પુરી રાત અથવા દિવસ (૧૨ કલાક) સામાન્ય પહેરવાની રીતે પહેરવાથી દમ અને થોડીવાર પહેરવાથી સદકો વાજિબ થશે.

**મસ્અલો** : જરૂરતના લઈ સિવેલા કપડામાં જ એહરામની નિય્યત કરી લીધી અને જો સિવેલા કપડાં રાત અથવા દિવસ પહેર્યા તો દમ વાજિબ થશે. દિવસ–રાતમાં થોડો સમય પહેર્યા તો સદકો વાજિબ થશે. વિમાન માર્ગે મુસાફરી કરનાર ભાઈઓને જરૂરતને લઈ સિવેલા કપડામાં જ એહરામ બાંધવાનો મોકો આવી જાય તો એક દિવસ (બાર કલાક)થી ઓછા સમય પહેરવાથી દમથી મુકિત મળી જશે. પોણા બે કિ.ગ્રા. ઘઉં અથવા એની કિંમત આપી દે.

## ❋ મોજા તેમજ જોડા પહેરવા બાબત ❋

**મસ્અલો** : મોજા તેમજ જોડા જેનાથી પગની વચ્ચેની ઉંચી હાડકી છુપાઈ ગઈ એ ભૂલ છે. પુરી રાત અથવા દિવસ પહેરવાથી દમ અને બે–ચાર કલાક પહેરવાથી સદ્કએ ફિત્ર

વાજિબ થશે. રમત–ગમત અને જુના દેશી પ્રકારના જોડાઓમાં હાડકું છુપાવવાની સંભાવના રહે છે.

## ❁ મોઢુ તેમજ માથુ છુપાવવા બાબત ❁

**મસ્અલો** : મરદે મોઢુ અથવા માથુ અને સ્ત્રીએ ચેહરો પુરી રાત અથવા દિવસ ઢાંકયુ તો દમ વાજિબ થશે અને બે–ચાર કલાક છુપાવ્યું તો સદકો વાજિબ થશે.

**મસ્અલો** : માથાનો તથા મોઢાનો ચોથો ભાગ પુરા માથાના હુકમમાં છે.

## ❁ વાળ કપાવવા કે મુંડાવવા બાબત ❁

**મસ્અલો** : પુરા માથાના અથવા પુરી દાઢીના અથવા ચોથા ભાગના વાળ કપાવ્યા કે મુંડાવ્યા તો દમ વાજિબ થશે.

**મસ્અલો** : બગલના પુરા વાળ તેમજ દુંટીના નીચેના તેમજ ગરદનના પુરા વાળ મુંડાવ્યા તો દમ વાજિબ થશે.

**મસ્અલો** : એક અથવા બે વાળ કપાવ્યા તો દરેક વાળના બદલામાં એક મુટ્ઠી અનાજ સદકો કરે. ત્રણ અથવા વધુ વાળ કપાવ્યા તો સદ્કએ ફિત્ર વાજિબ છે.

**મસ્અલો** : એહરામ બાંધેલ માણસની કોઈપણ હરકત વગર વાળ પોતે જ ખરી પડે તો કાંઈ સજા વાજિબ નથી.

**મસ્અલો** : એહરામ બાંધેલ માણસની કોઈ એવી હરકતથી વાળ ખરી પડયા, જેનો હુકમ શરીઅતમાં આપવામાં આવ્યો છે. જેમ કે વુઝૂ અથવા ગુસલ અને તેનાથી ત્રણ અથવા વધુ વાળ ખરી પડયા તો એક મુટ્ઠી સદકો કાફી છે.

**મસ્અલો** : એહરામ બાંધેલ માણસે બીજા એહરામ બાંધેલ માણસનું માથુ ચોથા ભાગ અથવા તેનાથી વધુ મુંડી નાંખ્યુ

તો મુંડવાવાળા પર સદકો છે અને મુંડાવવાવાળા ઉપર દમ વાજિબ થશે.

## ❁ નખ કાપવા બાબત ❁

**મસ્અલો :** બંનેવ હાથ–પગના નખો અથવા એક જ હાથ અથવા એક પગના નખ એક મજલિસમાં કાપ્યા તો દમ વાજિબ થશે. અને જો ચારેવ અવયવોને ચાર અલગ–અલગ મજલિસમાં (બેઠક)માં કાપ્યા અથવા કપાવ્યા તો ચાર દમ વાજિબ થશે.

**મસ્અલો :** પાંચ નખથી ઓછા કાપ્યા અથવા પાંચ અલગ–અલગ કાપ્યા, જેમકે એક હાથના બે અને બીજા હાથના ત્રણ અથવા સોળ નખ અલગ–અલગ જેમકે ચાર–ચાર બંનેવ હાથ પગના કાપ્યા તો ત્રણેવ સૂરતમાં દરેક નખના બદલામાં પુરો સદકો (પોણા બે કિલો) વાજિબ થશે. પરંતુ જો બધા નખનો સદકો બકરા કે ઘેટાંની કિંમત જેટલો થઈ જાય તો થોડો ઓછો કરી દેવામાં આવે. જેથી બકરા (દમ)ની કિંમતથી વધી ન જાય.

**મસ્અલો :** તૂટેલા નખને તોડવાથી કંઈ વાજિબ નથી.

## ❁ જૂ મારવા બાબત ❁

**મસ્અલો :** જૂ મારી અથવા કપડું ધોયુ અથવા તડકે નાંખ્યું તો એક જુનો બદલો રોટીનો એક ટુકડો છે. બે ત્રણ જુની સજા એક મુટ્ઠ ઘઉં છે. ત્રણથી વધુ જૂ જેટલી પણ હોય તેની સદ્કએ ફિત્ર વાજિબ છે.

**મસ્અલો :** ઉપર મુજબ કામોથી જૂ મરી ગઈ. જૂ મારવાનો વિચાર ન હતો તો કંઈ પણ વાજિબ થશે નહીં.

**મસ્અલો :** જૂ મારવી અથવા કોઈને આપવી અથવા જમીન ઉપર ફેંકી દેવી તે પણ મારવાના હુકમમાં છે.

## ❋ ધણી-ધણીયાણીના સંબંધ બાબત ❋

**મસ્અલો** : કોઈપણ મર્દ અવરતને શહવતથી (આવેશ) બોસો (ચુંબન) આપશે તથા શહવતથી હાથ લગાડશે, પકડશે તો દમ વાજિબ થશે. ઈન્ઝાલ (વિર્યનું નીકળવુ) થવુ જરૂરી નથી.

**મસ્અલો** : અરફાતના મેદાનમાં થોભવા પહેલાં અવરત સાથે સંભોગ કરવાથી હજ્જ ફાસિદ થઈ જાય છે. અને એક દમ (બકરી) વાજિબ થશે. અને આવતા વર્ષે અથવા પછી કઝા કરવી પડશે. પરંતુ હજ્જના સર્વે અરકાન અદા કરવા જરૂરી છે. જો બંનેવ એહરામમમાં હતા તો બંનેવ ઉપર બકરી વાજિબ થશે. જો નફલી હજ હશે તો પણ આ હજની કઝા કરવી પડશે, કારણકે નફલી હજ શરૂ કરવાથી પુરી કરવી વાજિબ થઈ જાય છે.

**મસ્અલો** : અરફાતના મેદાનમાં થોભવા પછી માથુ મુંડાવવા પહેલાં સંભોગ કર્યો તો હજ ફાસિદ થશે નહિ, પરંતુ એક ગાય કે ઊંટ વાજિબ થશે.

**મસ્અલો** : માથુ મુંડાવવા પછી તવાફે ઝિયારત પહેલાં સંભોગ કર્યો તો એક બકરી વાજિબ થશે. અમુક ઉલમાએ ઊંટ કે ગાય વાજિબ કર્યુ છે. માટે જો માલદાર હોય તો બેહતર છે કે મોટુ જાનવર ઝબ્હ કરે.

**મસ્અલો** : એહરામની હાલતમાં ગાય, ભેંસ, બકરી, ઊંટ વગેરે ઝબ્હ કરવુ જાઈઝ છે અને એનું ગોશ્ત પણ ખાવુ જાઈઝ છે.

પરંતુ કબૂતરને ઝબ્હ કરવુ દરેક હાલતમાં મના છે. ચાહે પાળેલ કબૂતર હોય. હરમમાં રહેવાવાળા ઘણા લોકો પાળેલ કબૂતરને ઝબ્હ કરવુ હલાલ સમજે છે, તે ગલત છે.

**મસ્અલો** : એહરામની હાલતમાં તીડને મારવુ પણ મના છે. એક કે બે તીડ મારવામાં થોડો સદકો આપી દે.

હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યુ છે કે, એક ખજુર એક તીડથી બેહતર છે, પરંતુ આજકાલ તીડ એટલા પ્રમાણમાં હોય છે કે એનાથી બચવું મુશ્કેલ છે. જો ભૂલથી મરી જાય તો બેહતર છે કે થોડો સદકો આપી દે, જરૂરી નથી.

**મસ્અલો** : મુહરિમ અને ગેરમુહરિમ બંનેવ માટે હરમ શરીફના જાનવર કે ત્યાંથી ઘાસ, ઝાડને કાપવુ, તોડવુ જાઈઝ નથી. મિના, મુઝદલિફા બંનેવ હરમની હદમાં છે. માટે એનાથી બચવુ જોઈએ અને અરફાત હરમની હદની બહાર છે તો ત્યાં જરૂરતને લઈ જાઈઝ છે.

## એહરામ બાંધ્યા વગર મિકાતથી આગળ વધવું

**મસ્અલો** : મિકાતથી બહાર રહેનારે મિકાતથી એહરામ બાંધવુ જરૂરી છે. જો એહરામ વગર મિકાતથી પસાર થશે તો દમ વાજિબ થશે. માટે જરૂરી છે કે ફરી મિકાત પર જઈ એહરામ બાંધે. [મિકાત વિશેનું વર્ણન આગળ આવી ગયુ છે.]

## વુઝૂ વગર તથા જનાબતની હાલતમાં તવાફ કરવું

**મસ્અલો** : તવાફે ઝિયારતના સાતેવ ચક્કરો અથવા વધુ ચક્કર વુઝૂ વગર કર્યા તો દમ વાજિબ થશે.

**મસ્અલો** : તવાફે કુદૂમ, તવાફે વિદાઅ, તવાફે નફલ અને તવાફે ઝિયારત (ના અડધાથી ઓછા એટલે કે ત્રણ ચક્કર) વુઝૂ વગર કર્યા તો દરેક ફેરા માટે સદ્કએ ફિત્ર જેટલો વાજિબ થશે.

અને આ તમામ સૂરતોમાં વુઝૂ કરી બીજીવાર તવાફ કરવાથી કફ્ફારો અને દમ ખતમ થઈ જશે.

**મસ્અલો** : તવાફે ઝિયારતના સાતેવ ચક્કરો અથવા વધુ ચક્કરો નાપાકીની હાલતમાં કર્યા તો ઊંટ કે ગાય વાજિબ થશે.

**મસ્અલો** : તવાફે કુદૂમ, તવાફે વિદાઅ તેમજ નફ્લ તવાફ નાપાકીની હાલતમાં કરવાથી બકરી વાજિબ થશે. અને સર્વે સૂરતોમાં પાક થઈ ફરી તવાફ કરવાથી દમ તેમજ કફ્ફારો ખતમ થઈ જશે.

**મસ્અલો** : જે તવાફ નાપાકીની હાલતમાં કર્યા છે તેને ફરી કરવા જરૂરી છે. અને વુઝૂ વગર કર્યો હોય તેને ફરીવાર કરવુ મુસ્તહબ છે. ફરી તવાફ નહીં કરશે તો ઉપર મુજબની સજા વાજિબ થશે.

**મસ્અલો** : પહેલા તવાફ પછી સઈ કરી ચૂકયો હોય, તો સઈ દોહરાવવાની જરૂરત નથી.

**મસ્અલો** : તવાફે ઝિયારત વુઝૂ વગર કર્યા પછી તવાફે વિદાઅ ઈદના દિવસોમાં કરવાથી વિદાઅનો તવાફ ઝિયારતના તવાફની જગ્યાએ સહીહ થઈ જશે. અને ઈદના દિવસો બાદ કરવાથી દમ વાજિબ થશે.

**મસ્અલો** : તવાફે કુદૂમ અથવા વિદાઅનો એક ચક્કર અથવા બે ચક્કર અથવા ત્રણ ચક્કર છોડી આપ્યા, તો દરેક ચક્કરના બદલે સદકો વાજિબ થશે અને ચાર અથવા વધુ ચક્કર છોડવાથી દમ વાજિબ થશે.

**મસ્અલો** : તવાફે કુદૂમ પુરેપૂરો છોડવાથી કંઈ વાજિબ નથી, પરંતુ છોડવુ ખરાબ છે.

**મસ્અલો :** તવાફે કુદૂમ શરૂ કર્યા પછી છોડી દીધો તો વધુ ચક્કર છોડવાથી દમ છે. અને ઓછા ચક્કર છોડવાથી દરેક ચક્કરના બદલે સદકો વાજિબ થશે. નફ્લ તવાફનો હુકમ કુદૂમના તવાફ જેવો છે.

## ❁ સફા-મરવહની સઈની ભૂલો ❁

**મસ્અલો :** સફા-મરવહની પુરેપૂરી સઈ ઉઝર વગર છોડી દીધી અથવા ઉઝર વગર સવારીમાં બેસી સઈ કરી, તો હજ થઈ જશે, પરંતુ દમ વાજિબ થશે. પગપાળા ચાલીને કરી પાછા સઈ કરવાથી દમ ખતમ થઈ જશે.

**મસ્અલો :** ઉઝરના કારણે સવાર થઈને સઈ કરવાથી કંઈ વાજિબ નથી.

**મસ્અલો :** એક અથવા બે અથવા ત્રણ સઈના ચક્કર છોડવાથી અને ઉઝર વગર સવારીમાં સઈથી દરેકના બદલે એક સદકો વાજિબ થશે.

## સૂર્ય આથમતાં પહેલાં અરફાતથી નીકળી જવું

**મસ્અલો :** સૂરજ ગુરૂબ થતાં પહેલાં અરફાતના મેદાનથી નીકળી ગયો તો દમ વાજિબ થશે.

**મસ્અલો :** સૂરજ ગુરૂબ થતાં પહેલાં અરફાતમાં પાછો આવી ગયો તો દમ ખતમ થઈ જશે.

## ❁ ઉઝર વગર મુઝદલિફામાં ન થોભવું ❁

**મસ્અલો :** ઉઝર વગર મુઝદલિફામાં ન થોભવાથી દમ વાજિબ થશે. ઉઝરને લઈ છોડવાથી કંઈ વાજિબ થશે નહીં. કમઝોર, બિમાર મર્દ તેમજ સ્ત્રીઓએ છોડી દીધું તો કંઈ વાજિબ નથી.

# ❃ રમીની ભૂલો બાબત ❃

**મસ્અલો :** એક દિવસની પુરેપૂરી રમી છોડી અથવા વધુ કાંકરી મારવાનું છોડી આપે તો દમ વાજિબ થશે.

૧૧મી ઝિલ્હજ્જના એકવીસ કાંકરીમાંથી અગિયાર કાંકરી છોડી આપી તો દમ વાજિબ થશે. અગર એક દિવસથી પણ વધુ અથવા ચારેવ દિવસની રમી છોડી આપી તો પણ એક જ દમ વાજિબ થશે.

**મસ્અલો :** ૧૩મી ઝિલ્હજ્જની રમી સુબ્હે સાદિક થવાથી વાજિબ છે. સવાર થઈ જવા પછી મક્કહ મુકર્રમહ ચાલ્યો ગયો. રમી છોડી આપી તો દમ વાજિબ થશે.

**નોંધ :** જે જે મસાઈલમાં દમ વાજિબ છે તે દમને હરમની હદમાં ઝબ્હ કરવુ જરૂરી છે. હરમની બહાર ઝબ્હ કરવુ જાઈઝ નથી.

**મસ્અલો :** દમના ગોશ્તને ફકીરોમાં સદકો કરવુ જરૂરી છે. પોતે ખાવુ અથવા માલદારને ખવડાવવુ જાઈઝ નથી.

**મસ્અલો :** કોઈ માણસ નાદાર ફકીર છે. દમ અદા નથી કરી શકતો તો એ દમ લાચારી, ફકીરી, મજબૂરીને લઈ ખતમ થશે નહીં. જ્યારે પણ માલ મળે એ દમને અદા કરે. આ ત્યારે છે, જ્યારે આ ભૂલ ઉઝર વગર કરી હોય અને દમ આપવા શકિતમાન નથી, પરંતુ જો આ (જીનાયત) ભૂલ જેનાથી દમ વાજિબ થયો, ઉઝરને લઈ થઈ હશે તો દમ અને સદકહની જગ્યાએ ત્રણ રોઝા રાખવાથી પણ વાજિબ અદા થઈ જશે.

**મસ્અલો :** એહરામની (જીનાયત) ભૂલમાં કારિન ઉપર બે દમ વાજિબ થશે તેમજ બે સદકહ કારણકે તેના બે (હજ, ઉમરહ)

એહરામ છે, પરંતુ કારિન મિકાતથી એહરામ વગર આગળ વધશે તો એક દમ વાજિબ થશે.

**મસ્અલો** : કારિન હજ્જના વાજિબ છોડશે તો એક દમ વાજિબ થશે.

**મસ્અલો** : જિનાયતના દમની કિંમત અદા કરવાથી વાજિબ અદા થશે નહીં, બલ્કે જાનવરની કુર્બાની હરમમાં કરવી જરૂરી છે. હાં, જ્યાં દમ અથવા ખાવુ ખવડાવવાનો ઈખ્તિયાર શરીઅતે આપેલો છે ત્યાં દમની કિંમત આપવાથી પણ વાજિબ અદા થઈ જશે.

## ❋ ઔરતોની હજની રીત ❋

હજ જે પ્રમાણે દરેક મુસલમાન માલદાર મર્દ ઉપર ફર્ઝ છે, તે જ પ્રમાણે દરેક બુધ્ધિવાન પુખ્તવય મુસલમાન ઔરત ઉપર પણ પુરી જીંદગીમાં એક વખત ફર્ઝ છે.

હજના બધા જ અરકાનો મર્દ–ઔરત માટે સરખા છે. પરંતુ મર્દો માટે હજ અદા કરવાની જે શર્તો છે, તેના સિવાય ઔરતો માટે બે શર્તો વધારે છે : ૧. મહરમનું સાથે હોવુ, ૨. ઔરતનું ઈદ્દતમાં ન હોવુ. આ સિવાય અમુક બાબતોમાં તેમના માટે ખાસ જુદા પ્રકારના હુકમો છે. જે સ્ત્રીઓએ જાણવા જરૂરી છે. તેની વિગત આ છે :

જ્યારે સ્ત્રીને તેનો ધણી પોતાની સાથે પોતાની ખુશી અને શોખથી હજ માટે લઈ જાય તો પોતાની મિલ્કતમાં ભાગીદાર સમજી લઈ જઈ રહયો છે. માટે ઔરતની પણ ફર્ઝ હજ વિના સંકોચે અદા થઈ જશે. છતાં જો કોઈને શંકા હોય કે ઔરત પોતાના માલથી નથી જઈ રહી, માટે તેનો હજ નફલ થશે, તો

એવી સૂરતમાં દિલને તસલ્લી આપવા માટે આ પ્રમાણે કરી શકે છે કે હજના જરૂરી ખર્ચાની રકમની ઔરતને માલિક બનાવી આપે. અને તે રકમ ધણી ઔરત માટે વાપરે. આ પ્રમાણે કરવું જરૂરી નથી.

**મસ્અલો** : કોઈપણ ઔરત પોતાના ધણી અથવા મહરમ વગર હજમાં ન જાય. મહરમનો અર્થ એવો પુરૂષ કે જેની સાથે એ સ્ત્રીના કાયમી નિકાહ હરામ હોય. જેમ કે બાપ, ભાઈ, દીકરો, સગા કાકા, મામા, પતિના સગા બાપ (સસરા), ભત્રીજા, ભાણીયા, જમાઈ તથા આ પ્રમાણેના દૂધ પીવામાં શરીક સંબંધીઓ થાય છે. મહરમ વગર હજમાં જવુ નાજાઈઝ છે અને ગુનાહનું કામ છે.

હદીષ શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઘણી સખ્ત તાકીદ ફરમાવી છે કે, કોઈપણ સ્ત્રી પોતાના મહરમ વગર હજ માટે ન જાય.

અમુક સ્ત્રીઓ કોઈ અજાણ્યા (ગેર મહરમ) પુરૂષને પોતાના મોં બોલ્યા ભાઈ બનાવી લે છે અને તેની સાથે હજમાં ચાલી જાય છે તો આ પ્રમાણે તે ભાઈ થતો નથી, માટે આમ કરવુ ગુનાહનું કામ છે. મહરમનું બુધ્ધિવાન અને પુખ્તવયના હોવુ જરૂરી છે. જો મહરમ વગર કોઈ સ્ત્રી હજ માટે ચાલી ગઈ તો હજ તો અદા થઈ જશે, પરંતુ સખ્ત ગુનેહગાર થશે.

**મસ્અલો** : ઔરત ઉપર હજ ફર્ઝ થઈ ગઈ છે, પરંતુ સાથે ચાલવા માટે કોઈ મહરમ નથી મળતો તો તેના માટે જરૂરી છે કે મહરમ મળતાં સુધી હજ મુલતવી રાખે. આ મજબુરીને કારણે હજમાં જે મોડુ થશે તેનો ગુનોહ ઔરત ઉપર નહીં

આવે. જો આખી જીંદગી મહરમ ન મળે તો એવી ઔરતે મરતી વખતે હજ્જે બદલની વસિય્યત કરવી વાજિબ છે.

**મસ્અલો** : ઔરતે મહરમ વગર બીજી ઔરતો સાથે જવુ જાઈઝ નથી.

**મસ્અલો** : ઔરત ઉપર હજ ફર્ઝ થઈ ગઈ હોય અને મહરમ પણ જવા તૈયાર છે. તો ધણી તેને ફર્ઝ હજ માટે રોકી શકતો નથી. મહરમ ન હોય અથવા નફલી હજ હોય તો ધણી રોકી શકે છે.

## હવાઈજહાઝમાં મહરમ વગર ઓરતનો સફર

આજના ઝમાનામાં ઘણા લોકો યુરોપ, અમેરિકા, સાઉદી અરબ વિગેરે દેશોમાં લાંબી મુદત સુધી નોકરી પર રહે છે અથવા નોકરી પર તો નથી હોતા, પણ એવી અગવડો અને મુશ્કેલીઓ તેમના સામે હોય છે કે, જ્યારે ચાહે ત્યારે વતનમાં આવી શકતા નથી. અને તેમની ઓરતો વતનમાં એકલપણુ ભોગવે છે. અમુક વખત ફિત્નો અને ગુનાહનો ભય હોય છે. હવે એ હાલતમાં તેમના ધણી પોતાની પાસે બોલાવવા ચાહે તો શરઈ મસ્અલો આડરૂપ બની જાય છે. તેમની ઓરતો જો વગર મહરમે પોતાના ત્યાંના એરપોર્ટથી હવાઈ સફર ખેડે તો વગર મહરમે આટલો લાંબો સફર કરવો ઈમામ અબૂ હનીફા રહ.ના નજદીક જાઈઝ નથી. અને જો મહરમને સાથે લે તો મહરમના આવવા–જવાનો ખર્ચ એટલો બધો થાય છે કે, તેને ભોગવવો મુશ્કેલ છે. તો શું આ પરેશાનીની હાલતમાં શરીઅતમાં કોઈ હળવાશ અને હલ મોજુદ છે ? તો શરીઅતનો અસ્લ હુકમતો આ જ છે કે વગર મહરમે અથવા વગર ધણીએ

સ્ત્રીના માટે અડતાલીસ માઈલ (૮૭ કિલોમીટર)નો સફર તથા ઈમામ અબૂ હનીફા રહ.ના નજદીક હજનો સફર પણ જે આટલી દૂરી પર હોય, વગર મહરમ અને વગર ધણીએ જાઈઝ નથી. પણ કોઈ ખાસ અગવડ અથવા મજબૂરીના વખતે શું હુકમ હશે ? તેના માટે અમુક બંધનોની સાથે હઝરત ઈમામ માલિક, ઈમામ શાફઈ, મુહમ્મદ ઈબ્ને સીરીન, ઈમામ અવઝાઈ અને ઈમામ હમ્માદ રહ.ના મસ્લક પર અમલની ગુંજાઈશ છે. આ હઝરાતના નજદીક એવો કાફલો અથવા એવી ઓરતોના સાથે વગર મહરમે સફર કરવાની ગુંજાઈશ છે, જેમના ઉપર પુરેપૂરો વિશ્વાસ હોય. માટે જો ઓરતનો ધણી સાઉદી અરબ, યૂરોપ અથવા અમેરિકા જેવા દૂરના દેશોમાં હોય, જ્યાં પહોંચવા માટે ભારે ખર્ચ ઉઠાવવા પડે અને મહરમનો ખર્ચ ઉઠાવવો મુશ્કેલ હોય અને ધણી ઓરતનો હક અદા કરવા આવી નથી શકતો, તો આ હાલતમાં જ્યાં ઓરત છે ત્યાંના એરપોર્ટ સુધી તેનો મહરમ પહોંચાડી આપે અને જ્યાં જવાનું છે ત્યાંના એરપોર્ટથી તેનો ધણી અથવા મહરમ જઈને લઈ આવે તો આ હવાઈ સફર દરમિયાન ઓરતનો કોઈ પરાયા મર્દ સાથે ગુનાહમાં સંડોવવાનો કોઈ ભય નથી. માટે આ જ સૂરતમાં ઉપર આવેલ અઈમ્મહના મસ્લક પર અમલ કરીને આ વાતની ગુંજાઈશ છે કે, ઓરત બન્નેવ તરફના એરપોર્ટ સુધી મહરમ અથવા ધણીના સાથે સફર કરે અને વચમાં વિમાની સફર વગર મહરમ, વગર ધણીએ, એ વાતની ખાતરી સાથે કરી શકે છે કે હવાઈજહાઝમાં ગેરમહરમ મર્દની સાથે ગુનાહમાં સંડોવવાનો ખતરો ના હોય અને આમાં પણ એ વાતની કોશિષ કરે કે, ડાયરેકટ ફલાઈટથી સફર કરે.

**મસ્અલો** : બિલ્કુલ વૃધ્ધાવસ્થામાં પહોંચી ગયેલ સ્ત્રી માટે ગેર મહરમની સાથે હજનો સફર કરવાની હઝરત થાનવી રહ.એ ગુંજાઈશ નકલ કરી છે. માટે મહરમ અથવા ધણીના સાથે હોવાની શર્તથી સિત્તેર વર્ષની વૃધ્ધા બાકાત છે. જ્યારે કે ગુનાહનો ભય ન હોય.

**મસ્અલો** : હજના સફરમાં કોઈ સ્ત્રીના ધણીનો ઈન્તેકાલ થઈ ગયો અને તેણીએ હજુ સુધી એહરામ બાંધ્યો નથી અને તેના માટે પોતાના વતન પાછુ ફરવુ સંભવિત (આસાન) છે તો પોતાના વતન પાછા ફરીને ઈદ્દત ગુઝારે. અને જો એહરામ બાંધી ચૂકી છે અથવા વતન તરફ પાછુ આવવું મુશ્કેલ છે, તો તે ઈદ્દતના દિવસોમાં હજ અને ઉમરહ અદા કરે.

**મસ્અલો** : જો ધણી અથવા મહરમ પોતાના ખર્ચથી હજ માટે જવાનો ઈન્કાર કરે તો તેમનો ખર્ચ પણ ઔરતના ઝિમ્મે રહેશે અને એ સૂરતમાં મહરમ અથવા ધણીના ખર્ચની માલી તાકાત હોવી પણ સ્ત્રીના ઉપર હજ ફર્ઝ થવા માટે શર્ત છે. જો સ્ત્રી પાસે એટલી રકમ નથી કે તે ધણી કે મહરમને હજ પઢાવી શકે તો સ્ત્રી ઉપર હજ ફર્ઝ નથી.

**મસ્અલો** : જો કોઈ ઔરત ઈદ્દતના દિવસોમાં હોય તો હજ માટે જવુ જાઈઝ નથી. કારણકે તેણે ઈદ્દતનો સમય ઘરમાં જ પૂરો કરવાનો હોય છે. માત્ર દિવસના ઘરથી બહાર નીકળી શકે છે. રાત્રે ઈદ્દતવાળા ઘરે પાછુ આવવુ વાજિબ છે. માટે સ્ત્રી તલાક અને મોતની ઈદ્દતમાં ઘરથી બહાર હજ માટે ન નીકળે. અને જો ઔરતે ઈદ્દતની હાલતમાં હજ પઢી લીધી તો તેની હજ તો થઈ જશે, પરંતુ તે ગુનેહગાર થશે.

**મસ્અલો :** ઘરેથી નીકળતી વખતે ઔરતને માસિક આવેલુ હોય, તો એવી હાલતમાં તે એહરામ બાંધી શકે છે. એહરામ બાંધવાની નિય્યતથી ગુસલ કરી લે. અગર નહાવુ નુકસાનકારક હોય તો વુઝૂ કરી કિબ્લા તરફ બેસીને નિય્યત કરી લે. પછી તલ્બિય્યહ પઢે. આવી હાલતમાં એહરામ માટે નમાઝ ન પઢે.

**મસ્અલો :** એહરામ બાંધ્યા પછી માસિક આવી જવાથી એહરામમાં ઉણપ અને વાંધો આવતો નથી. એહરામ બાકી રહે છે. મક્કા મુકર્રમહ પહોંચ્યા પછી તેણે પોતાના રહેઠાણ પર રહેવુ જોઈએ. મસ્જિદે હરામમાં ન જાય. કારણકે માસિક અને સુવાવડવસ્થામાં સ્ત્રી માટે મસ્જિદમાં દાખલ થવાની મનાઈ છે. તે દરમિયાન પોતાના રૂમમાં તલ્બિય્યહ, તકબીર, તસ્બીહ, દુરૂદ શરીફ વગેરે પઢતી રહે. જ્યારે માસિકથી પરવારી જાય તો પાકી માટેનું ગુસલ કરી મસ્જિદે હરામમાં જઈને ઉમરહના અરકાન અદા કરે, એટલે કે તવાફ કરે. તવાફની બે રકાઅત નમાઝ પઢે અને સઈ કરીને આંગળીના એક બેડકા જેટલા વાળ કપાવે.

**મસ્અલો :** ઔરતોનો એહરામ મર્દોની જેમ ચાદરો નથી. બલ્કે તેમણે પોતાના રોજિંદા પહેરવાના, સિવેલાં કપડાં જ પહેરવાના છે. ભલે પછી રંગીન હોય કે સફેદ હોય. હાથ અને પગના મોજા પણ પહેરી શકે છે, પરંતુ બેહતર છે કે ન પહેરે. સોના, ચાંદીના ઘરેણા વગેરે પણ પહેરી શકે છે. પગના પંજાનું વચલુ ઉપસેલુ હાડકુ ઢંકાઈ જાય તે પ્રકારના ચંપલ, જોડા પણ પહેરી શકે છે.

સ્ત્રીએ પોતાનું માથુ ઢાંકવું સામાન્ય દિવસોની જેમ હજમાં પણ જરૂરી છે. પોતાના માથા ઉપર એક નાનું કપડું બાંધી લે.

જેથી માથુ ઉઘાડુ ન રહે. આ કપડું એહરામને લઈને નથી, બલ્કે એટલા માટે કે વાળ ન દેખાય. (જે હજ સિવાય પણ સતરમાં દાખલ છે) ઔરતના માથા માટે કોઈ અલગ એહરામ નથી. એટલા માટે એકાંતમાં માથુ ખુલી જાય (પારકા પુરૂષ ન હોય) તો વાંધો નથી. આ પણ પરદાના હુકમને લઈને જરૂરી છે. એહરામનો એની સાથે કોઈ સંબંધ નથી.

**નોંધ** : અમુક સ્ત્રીઓ આ કપડાંને એહરામ સમજી અને બાંધવું જરૂરી સમજે છે, તે બરાબર નથી. હાં, પરદા માટે બાંધવું જરૂરી છે. અને વાળ પણ તૂટે નહીં, પરંતુ વુઝૂ કરતી વખતે આ કપડું હટાવી માથા ઉપર મસહ કરવો જરૂરી છે. ઘણી ઔરતો આ કપડાને હટાવ્યા વગર કપડાં ઉપર જ ભીંગેલા હાથથી મસહ કરી લે છે. તેનાથી મસહ અદા થશે નહીં. મસહ માથા ઉપર કરવાનો છે અને ચોથા ભાગના માથાનો મસહ ફર્ઝ છે. જો ફર્ઝ અદા નહીં થાય તો વુઝૂ સહીહ થશે નહીં. અને તેના કારણે નમાઝ અદા થશે નહીં. માટે બહુ કાળજી રાખી વુઝૂ તથા ફર્ઝ (પાકી)ના ગુસલ માટે કપડું માથા ઉપરથી હટાવવુ જરૂરી છે.

ગુસલમાં આખુ શરીર ધૂએ, પરંતુ ન સુગંધી સાબુ વાપરે, ન મેલ કાઢે. (ઓરતોએ એહરામની હાલતમાં મોઢાને કપડુ ના લાગવુ જોઈએ. મોઢુ એ રીતે ઢાંકે કે કપડું ના લાગે.) અમુક ઉલમાએ કિરામે ઔરતોને અંગ્રેજી ટોપો માથા ઉપર ઢાંકવાનું લખ્યુ છે. જેનાથી મર્દોની સામે કપડુ મોઢા ઉપર એ પ્રમાણે રહે છે કે ચહેરાને સ્પર્શ કરતું નથી અને પરદો પણ થઈ જાય છે. જો મુનાસિબ હોય તો સ્ત્રીઓ આ પ્રમાણે કરે.

**મસ્અલો** : ઔરતો તલ્બિય્યહ ઊંચા અવાજે ન પઢે.

**મસ્અલો** : ઈઝતિબાઅ અને રમલ પણ ન કરે. અમુક ઔરતો મર્દોના જેમ રમલ કરે છે. તથા તવાફમાં જલ્દી ચાલે છે, એ ખોટુ છે.

**મસ્અલો** : સ્ત્રીઓ માટે મુસ્તહબ છે કે મર્દોની ભીડ હોય તો કા'બા શરીફથી દૂર રહી તવાફ કરે. રાત્રે તવાફ કરવો મુસ્તહબ છે અને હજના દિવસોમાં જ્યારે ભીડ વધી જાય છે ત્યારે મતાફના કિનારે કિનારે તવાફ કરે. એ જ પ્રમાણે પુરૂષોની ભીડમાં હજરે અસ્વદને ચુંબન ન કરે. ઈશારાથી ઈસ્તિલામ કરી લે.

**મસ્અલો** : ૮મી ઝિલ્હજ્જ નજીક આવતાં ભીડ વધી જાય છે. માટે હજથી નજીકના દિવસોમાં ઔરતોએ જમાઅત ઉભી થવાના પહેલાં તવાફ કરવો જોઈએ. કારણકે પછી મતાફમાં મર્દોની ભીડ વધી જાય છે અને ઔરતોને બહાર નીકળવાનો રસ્તો નથી મળતો. માટે ભીડના સમયથી પહેલાં જ તવાફ કરી લે અને કા'બા શરીફના નજીક જવાની બિલ્કુલ કોશિષ ન કરે તથા એક, બીજી ઔરતને ધક્કા–મુક્કી પણ ન કરે.

**મસ્અલો** : તવાફ પુરો કર્યા બાદ મકામે ઈબ્રાહીમ પાસે મર્દોની ભીડ જામેલી હોય છે. તો સ્ત્રીઓએ તવાફની બે રકાઅત ત્યાં ન પઢવી જોઈએ, પરંતુ થોડે દૂર ઝમઝમની પાસે પઢવી જોઈએ.

**મસ્અલો** : સફા–મરવહની સઈ કરતી વખતે લીલા થાંભલાની વચમાં ઝડપથી ન ચાલે, બલ્કે પોતાની સામાન્ય ચાલથી ચાલે. સઈમાં સ્ત્રીઓએ બિલ્કુલ દોડવાનું નથી.

**મસ્અલો** : તવાફ, સઈ, કાંકરી મારવા દરમિયાન તથા દરેક અરકાન અદા કરતી વખતે પોતાને મર્દોની ભીડથી દૂર રાખે. પારકા મર્દથી પોતાના શરીરને લગાડવુ ઘણા મોટા ગુનાહનું

કામ છે. ઘણી ઔરતો આ બાબતનો ખ્યાલ નથી રાખતી અને એમ સમજે છે કે હરમ શરીફમાં મસ્અલા બદલાઈ જાય છે, તે ગલત છે. શરીઅતના કાયદાઓ બધે જ સરખા છે. અમુક મસ્અલા હરમ શરીફમાં અલગ છે, તેનાથી આખી શરીઅતના મસાઈલ બદલાઈ ગયા એમ ન સમજવું.

**મસ્અલો** : એહરામથી હલાલ થવા માટે બધા વાળ ન કપાવે, પરંતુ આંગળીના એક બેડકાથી થોડા વધારે કાપી લે. વાળ કાપવામાં ખ્યાલ રાખે કે કોઈ ઔરત પાસે કપાવે અથવા મહરમ મર્દ પાસે કપાવે. ગેરમહરમ (પારકા) પાસે કપાવવા જાઈઝ નથી.

**મસ્અલો** : મક્કા મુકર્રમહના રોકાણ દરમિયાન હજ કરવા પહેલાં માસિક આવી જાય તો એ જ હાલતમાં એહરામ બાંધે. હજની નિય્યત કરે અને તલ્બિય્યહ પઢે. મિના, અરફાત અને મુઝદલિફામાં નમાઝ ન પઢે. તલ્બિય્યહ, તકબીર, તસ્બીહ વગેરે ઝિક્ર કરતી રહે. ત્યારબાદ પણ જો માસિક ચાલુ રહે તો તવાફે ઝિયારત ન કરે. જ્યારે પાક થાય તો તરત તવાફે ઝિયારત કરે.

**મસ્અલો** : માસિકની હાલતમાં તવાફે ઝિયારત સિવાય હજ્જના બધા જ અરકાનો અદા થઈ જશે. માટે વિના સંકોચે ઔરતોએ અરકાનો અદા કરવા. પરંતુ મિના, મુઝદલિફા, અરફાતમાં નમાઝ પઢે નહીં.

**મસ્અલો** : માસિકના કારણે જો તવાફે ઝિયારતમાં મોડુ થયુ તો દમ વાજિબ નહીં થાય, પરંતુ તવાફે ઝિયારત હજનો રૂકન છે. તેના બદલામાં બીજી કોઈ વસ્તુ અદા થઈ શકતી નથી, અને તે માફ પણ થઈ શકતો નથી. માટે જ્યાં સુધી તવાફે

ઝિયારત નહીં કરે, હજ અદા થશે નહીં. એહરામ તો રમી, કુર્બાની અને માથુ હલક કર્યા બાદ છોડી કાઢશે, પરંતુ ઔરત હલાલ થશે નહીં, જ્યાં સુધી તવાફે ઝિયારત ન કરે. તો ફકત ઔરતના હલાલ ન હોવાની રૂએ એહરામ બાકી રહેશે. બીજી કોઈ એહરામને લગતી પાબંદી કરવાની નથી.

**મસ્અલો** : માસિક અને સુવાવડવસ્થા (બાળક જનમ્યા પછીના ખૂન આવવાના દિવસો)માં મસ્જિદમાં જવાની સખ્ત મનાઈ છે. માટે એ હાલતમાં કા'બા શરીફનો તવાફ કરવો પણ સખ્ત ગુનાહનું કામ છે. ખાસ કરીને તવાફે ઝિયારત કરવો તો બહુ જ મોટો ગુનોહ છે. જો કોઈ સ્ત્રીને માસિક શરૂ થઈ જાય અને સરકારી પાબંદીના કારણે મક્કા મુકર્રમહમાં વધુ રોકાવવાનું શકય ન હોય, તેની તથા તેના ધણી અથવા મહરમ કે ગૃપની રવાનગીની તારીખમાં ફેરફાર ન થઈ શકતો હોય તો એવી હાલતમાં લાચારીએ તવાફે ઝિયારત કરવો પડે તો કફફારો આપવો પડશે અને ઈમામ અબૂ હનીફા રહ.ના ઉસૂલ પ્રમાણે તેની હજ પુરી થઈ જશે. અને એહરામ પુરી રીતે હલાલ થઈ જશે. આવી ઔરત તવાફ પછી બે રકાઅત તવાફની ન પઢે. તેને બાકી રાખે, ઘેર આવ્યા પછી અથવા માર્ગમાં જ્યાં પાક–સાફ થઈ જાય પછી પઢે.

જો સઈ ન કરી હોય તો સઈ કરી લે. ત્યાર પછી કફફારામાં પુરા ઊંટ કે ગાયની કુર્બાની હરમ શરીફની હદમાં કરે. નાપાકીની હાલતમાં તવાફ કરવાથી જે ગુનોહ થયો છે, તેનાથી તૌબા ઈસ્તિગફાર કરે.

**નોંધ** : નાપાકીની હાલતમાં તવાફે ઝિયારતનો મસ્અલો ઘણો પાબંદીવાળો છે. આ કોઈ જાઈઝ હોવાનો ફત્વો નથી.

પરંતુ અત્યંત મજબૂરી અને લાચારીને લઈ શરીઅત તરફથી આ પ્રમાણેની ઔરતોને જ ફકત છૂટ આપવામાં આવી છે. દરેક હૈઝવાળી ઔરતો માટે આ મસ્અલો નથી, માટે જો ઘેર પાછા ફરવાની તારીખોમાં ફેરફાર થઈ શકતો હોય તો ઔરતોએ પાક થવા સુધી ત્યાં જ રોકાવવુ જોઈએ અને શરીઅતના હુકમ મુજબ પાક થઈને તવાફે ઝિયારત કર્યા બાદ જ રવાના થવુ જોઈએ.

**મસ્અલો** : સાઉદી તથા નજીકના દેશોમાં રહેતા લોકો જેમને ફરીથી આવવાની વિઝા આસાનીથી મળી શકે છે, ત્યાંની ઔરતોને માસિકનો પ્રશ્ન ઉપસ્થિત થાય તો તવાફે ઝિયારત કર્યા વગર પોતાના ઘેર ચાલી જાય, અને પછી વહેલી ફુરસદે ઉમરહનો એહરામ બાંધીને મક્કા મુકર્રમહ આવે. પ્રથમ ઉમરહના અરકાન પુરા કરે, પછી તવાફે ઝિયારત કરે અને તવાફે ઝિયારતમાં મોડુ થવા બદલ ''દમ'' પણ આપે.

**મસ્અલો** : મક્કા મુકર્રમહના રોકાણમાં સરકારી પાબંદીના લઈ ઔરત માસિક આવવાના ડરથી માસિક રોકનારી દવાઓ વાપરી શકે છે, પરંતુ કારણ વગર આ પ્રમાણે ન કરે. ત્યાર બાદ પણ જો ખૂન આવ્યું તો તે (હૈઝ) માસિક જ ગણાશે અને ઔરત નાપાક ગણાશે.

**મસ્અલો** : તવાફે ઝિયારત દરમિયાન માસિક શરૂ થઈ જાય તો તવાફ બંધ કરી દે, અને મસ્જિદથી બહાર નીકળી જાય અને સઈ પણ ન કરે અને જો તવાફ પુરો કર્યા બાદ માસિક આવે તો એવી હાલતમાં સઈ કરવી જાઈઝ છે. કારણકે સઈ માટે પાકીની જરૂરત નથી અને સઈ મસ્જિદમાં નથી થતી.

**મસ્અલો** : જો ઔરતના ધણી તથા મહરમ વગેરે તવાફે વિદાઅ

કરી ઘેર જઈ રહયા છે, અને ઔરત માસિકમાં છે, તો તે તવાફે વિદાઅ છોડી શકે છે. તવાફે વિદાઅ માફ થઈ જશે અને દમ પણ વાજિબ થશે નહીં. એવી હાલતમાં એ મસ્જિદમાં ન આવે. કોઈપણ દરવાજાની બહાર ઉભી રહી દુઆ માંગે. કા'બા શરીફની દૂરથી જ ઝિયારત કરી લે અને રવાના થઈ જાય.

**મસ્અલો** : મુઝદલિફામાં થોભવુ વાજિબ છે, પરંતુ ઉઝરને લઈ ઔરતો મુઝદલિફામાં નહીં થોભે તો કંઈ વાજિબ થશે નહીં. કાંકરી મારવા માટે ઔરતોએ રાત્રે જવુ મકરૂહ નથી. માટે ભીડથી બચવા શરીઅતની છૂટથી ફાયદો ઉઠાવે. એ જ પ્રમાણે હજનું એહરામ જ્યારે (૭ ઝિલ્હજ્જ) બાંધે ત્યારે નફલ તવાફ કરી શકે છે. જો કમઝોર ઔરતો હોય તો તેમણે નફલ તવાફ સાથે સફા–મરવહની સઈ કરી લેવી બેહતર છે. જેથી તવાફે ઝિયારત પછી સઈ કરવાની જરૂરત રહેશે નહીં.

ઔરતોએ રમીમાં ઉઝર વગર કોઈ પુરૂષને પોતાનો નાયબ બનાવવો જાઈઝ નથી. ચાહે રાત્રે રમી કરે, પરંતુ પોતે જ રમી કરે.

**મસ્અલો** : ઔરતોએ મેકઅપ કરી મસ્જિદમાં આવવુ તથા તવાફ કરવો જાઈઝ નથી અને પરદાનો પણ ખાસ ખ્યાલ રાખવો જોઈએ. હજરે અસ્વદને ચુંબન કરતી વખતે પારકા માણસો સામે મોઢુ ખોલવુ તથા અવાજ કરવો જાઈઝ નથી. અને તલ્બિય્યહ પણ અવાજથી ન પઢે. અમુક ઔરતો હરમ શરીફમાં અને તે પણ કા'બા શરીફની સામે તથા મદીનહ મુનવ્વરહમાં મસ્જિદે નબવીમાં બેસી દુનિયાભરની ગપસપ તથા ગીબતો કરતી રહે છે અને અમુક વખતે લડાઈ પણ થઈ જાય છે. ત્યાં બેસી પોતાની ખરીદેલ વસ્તુઓ ઉપર ચર્ચા તથા

અભિમાની સાથે ખરીદવાનું વર્ણન વગેરે વ્યર્થ અને બેકાર વાતોથી બચવુ જોઈએ. આપણે હજારો રૂપિયા ખર્ચો કરી અલ્લાહ પાકને રાઝી કરવા આવ્યા છીએ, તેની જગ્યાએ અલ્લાહ પાકની નારાઝગી અને આપ (અલયહિસ્સલામ)ના રોઝએ અકદસની બેહુરમતી (જોરથી અવાજ કરવાથી) થઈ જાય છે. માટે ત્યાંના રોકાણને સબ્ર, શુક્ર અને અદબ સાથે પસાર કરવો જોઈએ.

ઔરતોથી એ પણ ગુજારિશ છે કે હરમ શરીફમાં સૂઈ જવાની કોશિષ ન કરે. એ ઘણી બેઅદબી અને બેદરકારી છે. એ જ પ્રમાણે ઝમઝમના નળો પાસે જઈ શરીરના અવયવો ઉપર પાણી નાંખે છે. જેનાથી કપડાં ભીંગાઈને શરીર સાથે ચોંટી જવાથી શરીર દેખાવાનો ભય રહે છે. માટે આ બાબતની ખાસ કાળજી રાખવી જોઈએ. પાણી ખૂબ ધરાઈને પી શકે છે. માથા ઉપર પણ નાંખી શકે છે.

## ❁ હજ્જે બદલના મસાઈલ ❁

જે માણસ ઉપર હજ ફર્ઝ થઈ ગઈ અને હજનો સમય પણ મળ્યો છતાં હજ અદા ન કરી શકયો અને હવે હજ્જ અદા કરવા માટે બિલ્કુલ શકિત નથી અથવા એવી બિમારીમાં સપડાય ગયો કે, જેનાથી સારા થવાની બિલ્કુલ ઉમ્મીદ નથી. જેમકે લકવા અથવા અંધાપો આવી ગયો. ખુલાસો એ કે સફર કરવાની બિલ્કુલ શકિત નથી, તો તેના ઉપર ફર્ઝ છે કે પોતાના તરફથી કોઈ માણસને હજ માટે મોકલે અથવા વસિય્યત કરે કે મારા મરણ પછી મારા માલથી હજ કરાવી લેશો.

હજ્જે બદલ કરવા માટે શર્ત એ છે કે તે બિમારી મરણ સુધી બાકી રહે. અને જો હજ્જે બદલ કરાવવા પછી શકિત

આવી ગઈ અને સફર કરવાની તાકાત પણ ધરાવે છે તો તેના માટે ફરી પોતે હજ કરવી ફર્ઝ છે. પહેલી હજ્જે બદલ નફલી ગણાશે.

**મસ્અલો** : જે માણસે હજ પઢી લીધી હોય, તેનાથી હજ્જે બદલ કરાવવી મુસ્તહબ છે.

**મસ્અલો** : જે માણસે હજ નથી પઢી અને તેના ઉપર હજ ફર્ઝ પણ નથી તો એવા ગરીબ માણસને હજ્જે બદલ માટે મોકલવુ બેહતર નથી. પરંતુ હજ અદા થઈ જશે.

**મસ્અલો** : એવા માલદાર માણસને હજ્જે બદલ માટે મોકલ્યો, જેણે પોતાની ફર્ઝ હજ અદા નથી કરી તો એવા માલદાર માણસને મોકલવુ મકરૂહે તહરીમી છે. પરંતુ હજ અદા થઈ જશે.

**મસ્અલો** : મજદૂરીથી હજ્જે બદલ કરવા કે કરાવવાથી બંનેવ ગુનેહગાર થશે, પરંતુ રકમ આપનારની હજ અદા થઈ જશે. અને જે મજુરી લીધી છે તે માલિકને પાછી આપવી પડશે. કારણકે હજ્જે બદલ કરનાર ફકત જરૂરી ખર્ચનો જ હકદાર છે.

મજુરીનો અર્થ એ કે, કોઈ એમ કહે કે મને હજના ખર્ચ સિવાય આટલી રકમ આપો તો હજ્જે બદલ કરીશ. આ જાઈઝ નથી.

**મસ્અલો** : હજ્જે બદલ કરનારનો સર્વે ખર્ચ આવવા–જવાનું ભાડુ, કપડાં, ધોલાઈ, વાસણો તેમજ મક્કા મુકર્રમહ, મિના, અરફાતનો બધો ખર્ચ મોકલનારે આપવાનો રહેશે. અહીંયા સુધી કે એહરામના કપડાં પણ આપવાના રહેશે. પરંતુ હજ્જે બદલ કરીને આવનાર માણસે જે રકમ બચે તે અને કપડાં, વાસણો સર્વે ચીજ માલિકને પાછી આપવાની રહેશે. અગર

મોકલતી વખતે માલિકે જનારને માલિક બનાવી આપ્યો તો પાછી આપવી જરૂરી નથી.

પરંતુ મૈયત તરફથી હજ્જે બદલ કરાવ્યુ હોય તો મૈયતની વસિય્યત હોવી જરૂરી છે કે, આ વસ્તુઓ હજ પઢનારને આપવામાં આવે. અને જો મૈયતે વસિય્યત ન કરી હોય તો અથવા વસિય્યત હોય, પરંતુ વારસાના ત્રીજા ભાગથી વધારે છે, તો હવે વારિસોનું આ વસ્તુઓ આપવા રાજી હોવુ જરૂરી છે.

**મસ્અલો** : હજ્જે બદલમાં જનારને હજ માટે મોકલનારના વતનથી હજનો સફર કરાવવો જોઈએ.

**મસ્અલો** : હજ્જે બદલ કરનાર માણસે હજમાં મોકલનારનું નામ નિય્યત કરતી વખતે લેવુ જરૂરી છે. મુસ્તહબ છે કે તલ્બિય્યહ પઢતી વખતે મોકલનારનું નામ લેવુ. જેમકે લબ્બયક (ફલાણા) તરફથી.

**મસ્અલો** : હજ્જે બદલ કરનારે હજ્જે ઈફરાદ કરવો જોઈએ. હજ કરાવનારની પરવાનગીથી હજ્જે તમત્તુઅ અને કિરાન પણ કરી શકે છે. પરંતુ શુક્રાનાની કુર્બાની હજ્જે બદલ કરનારે આપવી પડશે. જો મોકલનાર ખુશીથી શુક્રિયાની વાજિબ કુર્બાનીની કિંમત પણ આપી દે તો લેવી જાઈઝ છે. પરંતુ હાલના સંજોગોમાં હજમાં થતી તકલીફ તથા હાલાકી તથા લોકોના રિવાજને લઈ હજ્જ પઢાવનાર તરફથી હજ્જે તમત્તુઅ, કિરાન અને શુક્રિયહની (વાજિબ) કુર્બાનીની પરવાનગી અને રઝામંદી ગણાશે. માટે હજ્જ પઢાવનાર તરફથી હજ્જે કિરાન અને તમત્તુઅની ચોખવટ કરવી જરૂરી નથી. છતાં સ્પષ્ટ શબ્દોમાં રજામંદી લેવી બેહતર છે.

**મસ્અલો** : હજ્જે બદલમાં કિરાન અને તમત્તુઅની શુક્રાનાની (વાજિબ) કુર્બાની હજ પઢાવનારના ઝિમ્મે રહેશે. અને કોઈ ભૂલથી દમ કે સદકો વાજિબ થશે તે હજ પઢનાર પોતે તેનો જવાબદાર છે.

**મસ્અલો** : હજ્જે બદલ માટે જનાર (મામૂર)માં એટલી બુધ્ધિ હોવી જરૂરી છે કે તે હજના અરકાનો સમજતો હોય. જો મર્દના બદલે ઔરતને મોકલશે તો પણ જાઈઝ છે. પરંતુ મર્દને મોકલવો અફઝલ છે. એ જ પ્રમાણે એવા માણસ પાસે હજ કરાવવી અફઝલ છે, જે પોતે આલિમ હોય અથવા મસાઈલથી જાણકાર હોય અને પોતાની હજ અદા કરી ચૂકયો હોય.

**મસ્અલો** : મરનારે વસિય્યત નથી કરી, પરંતુ વારિસે તેના તરફથી હજ કરી અથવા કોઈ અંજાણી વ્યકિતએ તેના તરફથી હજ કરી અથવા કોઈની પાસે કરાવી તો ઉમ્મીદ છે કે ઈન્શાઅલ્લાહ મૈયત તરફથી ફર્ઝ અદા થઈ જશે.

**મસ્અલો** : હજ્જે બદલમાં બધી રકમ અથવા મોટાભાગની રકમ મોકલનારની વાપરવી જોઈએ. જો જનારે પોતાના માલમાંથી વાપરી અને પછી મોકલનાર પાસેથી વસૂલ કરી લીધી તો મોકલનારની હજ અદા થઈ જશે. વસૂલ ન કરી તો નહીં થાય.

**મસ્અલો** : જનારે માત્ર એક જ માણસ તરફથી અને એક જ હજનો એહરામ બાંધવો જોઈએ.

**મસ્અલો** : મોકલનારે કોઈ ચોક્કસ માણસનું નામ લીધુ તો વારિસોએ તે માણસને જ મોકલવો જોઈએ અને જો મોકલનારે સત્તા (અધિકાર) આપી હોય તો કોઈથી પણ કરાવી શકાય છે. મોકલનાર માટે પણ યોગ્ય એ છે કે ગમે તે માણસને મોકલવા અંગે વારિસોને કે બીજા કોઈને પણ છૂટ આપે. જેને

નક્કી કર્યો છે તેણે જવાથી ઈન્કાર કર્યો તો વારિસ કોઈપણ વ્યકિતને મોકલી શકે છે.

**મસ્અલો** : મૈયતની છોડેલી મિલ્કતના ત્રીજા ભાગમાંથી જો હજ થઈ જતી હોય તો મોકલનાર (આમિર)ના વતનથી, નહીં તો મિકાતથી પહેલાં જ્યાંથી થઈ શકતી હોય ત્યાંથી અદા કરી દેવામાં આવે.

**મસ્અલો** : અમુક ઉલમાનું કહેવુ છે કે, મોકલનાર લાચાર છે અને તે પોતાના તરફથી જનારને તમત્તુઅની પરવાનગી આપે છે, તો એવી હાલતમાં તમત્તુઅ અદા થઈ જશે. એ જ પ્રમાણે ફર્ઝ હજ લાઝિમ થનાર માણસ મરતી વખતે તમત્તુઅની વસિય્યત કરે છે તો પણ જનારે તમત્તુઅ કરવી જાઈઝ છે.

**મસ્અલો** : માં–બાપમાંથી કોઈ મરણ પામે અને તેમના ઉપર હજ ફર્ઝ હોય અને તેમણે હજની વસિય્યત ન કરી હોય તો દિકરાએ માં–બાપ તરફથી ભલાઈ અને તેમના એહસાનને લઈ હજ્જે બદલ પોતે પઢવી જોઈએ અથવા કોઈને મોકલવો જોઈએ. આ જરૂરી નથી, મુસ્તહબ છે. એ જ પ્રમાણે માં–બાપ ગરીબ પરિસ્થિતિમાં મરણ પામ્યા અને છોકરાને અલ્લાહ તઆલાએ માલદાર બનાવ્યો તો મુસ્તહબ છે કે, માં–બાપ તરફથી નફલી હજ કરાવે અથવા પોતે કરે, ફર્ઝ તો નહીં થાય. કારણકે તેમના ઉપર ફર્ઝ ન હતી. અને આ નફલી હજમાં એહરામ બાબતે ઉપર દર્શાવેલ કોઈપણ શર્ત જરૂરી નથી. મરનારની મિકાતને બદલે ગમે ત્યાંથી અને ગમે તે પ્રકારનો એહરામ બાંધી શકે છે.

ઘણી હદીષોમાં માં–બાપ તરફથી હજ કરવાની ફઝીલતો આવી છે, અને તેમનો હક પણ છે.

હજ્જે બદલની નિય્યત આ પ્રમાણે કરે. અય અલ્લાહ, હું.............તરફથી હજની નિય્યત કરૂં છું. તુ એને મારા માટે આસાન ફરમાવી કબૂલ કરી લે. કોઈના તરફથી તવાફ કરે તો પણ આ મુજબ નિય્યત કરે.

## ❃ મદીના મુનવ્વરહ ❃

હજ અદા કર્યા પછી સૌથી અફઝલ અને બરકતવાળો અમલ સય્યિદુલ અંબિયા રહમતુલલિલ્આલમીન રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના રોઝએ અકદસની ઝિયારત છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મુહબ્બત અને અઝમત તે કિંમતી અમલ છે, જેના વગર માણસનું ઈમાન કામિલ અને દુરૂસ્ત થતુ નથી.

હજની અદાયગી બાદ મદીનહ મુનવ્વરહ પહોંચી રોઝએ અકદસ પાસે હાજરી આપી સલાતો–સલામનો હદીયો આકા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના દરબારમાં પેશ કરવામાં આવે.

હદીષ શરીફમાં છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું છે કે જેણે મારી ઝિયારત કરી, તેના માટે મારી શિફાઅત વાજિબ થઈ ગઈ.

બીજી રિવાયતમાં ફરમાવ્યુ કે, જેણે મારા મરણ બાદ મારી કબરની ઝિયારત કરી, તો એવી (ફઝીલત) છે કે જાણે દુનિયામાં મારી ઝિયારત કરી.

## ❃ મદીના શરીફના અદબો–ફઝીલતો ❃

અલ્લાહ પાકના અંતિમ પયગમ્બર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના રોઝએ અકદસની ઝિયારત પ્રત્યેક મુઅમિન માટે અનેરા સૌભાગ્યની વાત છે. અને

મુઅમિનના દરજ્જાઓની તરક્કી માટે એક સબળ માધ્યમ છે. એટલે અલ્લાહ પાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મુહબ્બતમાં ગળાડૂબ દરેક મુસલમાનની દિલી તમન્ના હોય છે કે તેને મદીના મુનવ્વરા જવાની મુબારક તક સાંપડે. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના રોઝા મુબારકની ઝિયારત નસીબ થાય. એક શાયર તેને એવી રીતે વ્યકત કરે છે :

વો દિન ખુદા કરે કે મદીનાકો જાએં હમ
ખાકે દરે રસૂલકા સુરમા લગાએં હમ
હઝારોં બાર તુઝ પર એ મદીનામેં ફિદા હોતા
જો બસ ચલતા તો મરકર ભી ન મેં તુઝસે જુદા હોતા

ખુદ અલ્લાહપાકના રસૂલ (સલ.)એ પણ તેનો આદેશ આપ્યો છે. ઝિયારત કરનારાઓ (દર્શનાર્થીઓ)ને પોતાની શફાઅત (ખુદા તઆલા સમક્ષ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ભલામણ)ના હકદાર ઠેરવ્યા છે. અને સ્થિતિ હોવા છતાં ઝિયારત નહી કરનારને બેશરમ અને ઝાલિમ કહ્યો છે. નમૂના ખાતર કેટલાક ઈર્શાદાત જોઈએ.

૧. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ‘‘જેણે મારી કબ્ર મુબારકની ઝિયારત કરી, તેના માટે મારી શફાઅત વાજિબ થઈ ગઈ.’’

૨. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે, ‘‘જે શખ્સ મારી ઝિયારત માટે આવે અને મારી ઝિયારત સિવાય તેનો કોઈ મકસદ ના હોય, તો હું તેની શફાઅત કરીશ. *[મિશ્કાત]*

૩. આપ (સલ.)એ ફરમાવ્યું કે, ‘‘જેણે હજ કરી, પછી મારી કબ્રની ઝિયારત કરી, તો તે એવા લોકો જેવો છે, જેમણે

મારી હયાતીમાં મારી ઝિયારત કરી.'' *[મિશ્કાત]*

૪. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે મારી ઝિયારત માટે આવે તો તે કિયામતના દિવસે મારી પાડોશમાં હશે. *[મિશ્કાત]*

૫. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જેણે બયતુલ્લાહની હજ કરી અને મારી ઝિયારત નહીં કરી, તો તેણે મારી ઉપર ઝુલ્મ કર્યો. *[ઈબ્ને અદી]*

આ પ્રકારની અનેક રિવાયતોને લક્ષમાં રાખી બહુમતી ફુકહાએ કિરામે ઝિયારતને ''સુન્નત''નો દરજ્જો આપ્યો છે. ફત્હુલકદીરના કર્તા અલ્લામા ઈબ્ને હુમામ રહ.એ લગભગ ''વાજિબ'' જેવો દરજ્જો આપ્યો છે. અને ખયરૂદીન રમલી રહ. જેવા અન્ય કેટલાક સંશોધનવૃત્તિ ધરાવતા વિદ્વાનોએ સારી આર્થિક સ્થિતિ ધરાવતા વ્યકિત માટે મદીનાપાકની હાજરી વાજિબ લખી છે. એટલે દરેક મુસલમાને, જેને અલ્લાહ તઆલાએ ક્ષમતા તથા શકિત આપી હોય, આ સૌભાગ્ય પ્રાપ્ત કરવાની ભરપૂર કોશિષ કરવી જોઈએ. કબ્ર મુબારકની ઝિયારતની સાથોસાથ મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમમાં નમાઝ પઢવાની નેકબખ્તી પણ હાસલ થાય છે. જે મસ્જિદમાં અલ્લાહ પાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ખુદાના દરબારમાં સજદા કર્યા, નમાઝો પઢી, ખુત્બા (પ્રવચનો) આપ્યા, દુઆઓ કરી, એ'તેકાફ કર્યા, અને જ્યાં આપના ઈર્શાદ મુજબ ''એક નમાઝ અન્ય મસ્જિદોમાં હજાર નમાઝથી અફઝલ છે'' અને જ્યાં જમીનનો તે બરકતવંત ભાગ પણ આવેલ છે, જેને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ''જન્નતના બગીચાઓમાંથી એક બગીચો'' કહ્યો છે.

ખુશનસીબ છે તે લોકો જેમને રોઝએ અકદસની ઝિયારત અને મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમમાં હાજરી નસીબ થાય. મૌલાએ કરીમ આપણને બધાને આ મહાન દૌલતથી નવાજે, આમીન... જે લોકોને આ મુબારક તક મળવાની ઉમ્મીદ હોય તેઓ જો નીચે જણાવેલ અદબોનું પાલન કરે તો તેમને અત્યંત લાભકારક નીવડશે, ઈન્શાઅલ્લાહ. જ્યારે મદીના મુનવ્વરા તરફ પ્રયાણ કરે તો એમ નિય્યત કરે કે "હું મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને કબ્ર મુબારકની ઝિયારત માટે આ પ્રવાસ કરી રહ્યો છું."

મક્કા અથવા જિદહથી રવાના થતા પહેલા બેહતર છે કે, મદીના મુનવ્વરા જવાની નિય્યતથી ગુસ્લ (સ્નાન) કરે, કપડાં બદલે, અને અત્તર લગાડે.

મદીના મુનવ્વરાની આ યાત્રા અદબપૂર્વક સંપન્ન કરે. તેમજ ઉમળકાભેર તેમાં શામેલ થાય. જો શેર શાયરીની રસરુચી ધરાવતા હોય તો નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પ્રેમમાં પ્રાણ ફૂંકવા માટે નઅતના શએર પઢે અને મુહબ્બતના અંદાઝમાં દુરૂદ શરીફ પઢતા રહે. દા.ત. આ અરબી શએર :

يَارَبِّ صَلِّ وَسَلِّمْ دَآئِماً أَبَداً
عَلٰى حَبِيْبِكَ خَيْرِ الْخَلْقِ كُلِّهِمِ

યા રબ્બિ સલ્લિ વસલ્લિમ દાઈમન અબદા
અલા હબીબિક ખયરિલ ખલ્કિ કુલ્લિહિમ

જેમ જેમ મદીના શરીફ નજીક આવતુ જાય, દુરૂદો સલામમાં વધારો કરતો જાય, કારણકે એક મુસલમાન માટે દુરૂદ શરીફથી બહેતર આપની નજદીકી પ્રાપ્ત કરાવનાર કોઈ સાધન નથી.

જ્યારે મદીના મુનવ્વરહ તરફ સફર કરે તો રસ્તામાં વધુ પ્રમાણમાં દુરૂદ શરીફ પઢતો રહે અને જ્યારે મદીના શરીફની ઈમારતો નજર પડે તો દુરૂદ શરીફ પઢી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ هٰذَا حَرَمُ نَبِيِّكَ فَاجْعَلْهُ وِقَايَةً لِّى مِنَ النَّارِ وَاَمَانًا مِّنَ الْعَذَابِ وَسُوْءِ الْحِسَابِ .

**અલ્લાહુમ્મ હાઝા હરમુ નબિય્યિક ફજઅલ્હુ વિકાયતનલી મિનન્નાર વઅમાનમ્મિનલ્અઝાબ વસુઈલ્હિસાબ.**

**અર્થ** : અય અલ્લાહ ! આ આપના નબી (સલ.)નું હરમ છે. એને મારા માટે જહન્નમથી અને અઝાબ તથા બૂરા હિસાબ કિતાબથી અમનનો ઝરીઓ બનાવો, આમીન....

મુસ્તહબ છે કે મદીના મુનવ્વરહમાં દાખલ થતા પહેલાં અથવા મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)માં દાખલ થતા પહેલાં ગુસલ કરે અથવા વુઝૂ કરે. પાક–સાફ કપડાં (પોતાના કપડાંમાં જે સારા હોય) પહેરી ખુશ્બૂ લગાવી શહેરમાં દાખલ થાય. (આજકાલ બસોવાળા સીધા જ રહેઠાણ ઉપર લઈ જાય છે. તો પોતાના રૂમમાં આવી ગુસલ, ખુશ્બૂ વગેરે લગાવે.) દુઆ અને દુરૂદ શરીફના વિર્દ સાથે ઘણા જ અદબ અને વિનમ્રતાથી શહેરમાં પ્રવેશે. અને આ બાબતનો ખ્યાલ રાખે કે આ તે જમીન છે, જેના ઉપર જગ્યાએ જગ્યાએ રસૂલ (સલ.)ના કદમ મુબારક લાગેલા છે.

## ❋ મસ્જિદે નબવી (સલ.)માં પ્રવેશ ❋

પોતાનો સામાન વગેરે વ્યવસ્થિત ગોઠવી આપ્યા પછી થોડો આરામ કરી મસ્જિદ તરફ રવાના થાય.

**જન્નતની કયારી :** મસ્જિદે નબવીમાં દાખલ થતાં જમણો પગ પહેલાં મૂકે અને દુરૂદ શરીફ પઢી આ દુઆ પઢે : **અલ્લા–હુમ્મફતહલી અબ્વાબ રહમતિક.** બેહતર છે કે બાબે જિબ્રીલથી મસ્જિદમાં દાખલ થાય. (પરંતુ અમુક સમયે ઔરતોનો સલાતો સલામનો ટાઈમ થવાને લઈ ત્યાંથી પ્રવેશ રોકવામાં આવે છે) અથવા બીજા કોઈપણ દરવાજેથી પ્રવેશે. પ્રથમ (રવઝહ) રવઝતુજન્નહ (જન્નતની કયારી)માં આવે. જે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના હુજરહ (મકાન) મુબારક અને મિમ્બરની વચલી જગ્યા છે. જેના વિશે હદીષ શરીફમાં છે કે, આ જન્નતનો ટુકડો છે.

રવઝહની લંબાઈ પશ્ચિમથી પૂર્વ ૭૩ ફૂટ અને પહોળાઈ ૫૦ ફૂટ છે. હાલ મસ્જિદે નબવી ઘણી વિશાળ બની છે. આપ (સલ.)ના જમાનાનું આખુ મદીના શરીફ હવે મસ્જિદમાં સમાવાય ગયુ છે. તેમાં કિબ્લા તરફનો તુર્કી જમાનાનો ભાગ છે. તેના ઉપર સોનેરી અને લાંબી લીટીઓ પાડવામાં આવી છે. આ ભાગ આપ (સલ.)ના જમાનાની અસલ મસ્જિદ છે. મિમ્બર શરીફ અને કબર શરીફના વચમાં જે ભાગ છે તેમાં થાંભલાઓ ઉપર સફેદ મારબલની પટ્ટીઓ જડવામાં આવી છે અને નીચે લાલની જગ્યાએ સફેદ રંગના મુસલ્લારૂપે કારપેટ બિછાવવામાં આવી છે. જે લીલા રંગની વણાટથી ભરવામાં આવી છે. આ ભાગ 'જન્નતની કયારી' છે. આ ભાગમાં અમુક નમાઝો પઢવાની કોશિષ કરવી જોઈએ. જો ફર્ઝ નમાઝ ન પઢી શકાય તો નફલ નમાઝ પઢે. પરંતુ મકરૂહ વખતમાં નમાઝ ન પઢે. જેમકે અસર, ફજર બાદ, સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયે.



# ❃ સલાતો સલામ ❃

રિયાઝુલ જન્નહ (જન્નતની કયારી)માં તહિય્યતુલ મસ્જિદની બે રકાઅત પઢે. ત્યારબાદ રોઝએ અકદસની પાસે હાજર થઈ મસ્જિદમાંથી એ પ્રમાણે નીકળે કે આપ (સલ.)ના સરહાના (માથુ મુબારક)ની પાસેવાળી રવઝએ અકદસની જાલી અને કિબ્લાવાળી દિવાળની વચમાં મારબલની પટ્ટીવાળા થાંભલા લાગેલા છે તેની પાસે ઉભો રહે. જેથી જવાવાળાઓ માટે રસ્તો રહે. કિબ્લા તરફ પીઠ કરી ચહેરો સામે જરા ડાબી તરફ વળેલો રાખે. જેથી પ્યારા આકા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના નૂરથી ભરપૂર ચહેરા સામે થઈ જાય. નજર નીચી રાખે. આ સમયે આમ–તેમ જોવુ સખ્ત બેઅદબી છે. હાથ અને પગ પણ સ્થિર અને વિનમ્રતાથી રહે. ત્યારબાદ દિલમાં આ ખ્યાલ રાખે કે આપ (સલ.) પોતાની કબર મુબારકમાં જીવંત છે. અને મારી સલાતો સલામ સાંભળે છે અને એમ સમજે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની હયાતીમાં આપની મજલિસમાં હાજરી આપી રહયો છું.

સલાતો સલામ વિશે એ ખ્યાલ રહે કે ફકત શબ્દો પઢી લેવા અસલ નથી, પરંતુ શબ્દોના અર્થ અને મુબારક મજલિસનો ખ્યાલ રાખી નમ્રતા અને આજીઝી સાથે ટૂંકી સલામ અર્જ કરે.

સલામ વિશે જે લાંબી દુઆઓ કિતાબોમાં લખી છે, સામાન્ય માણસો તેને પઢી નથી શકતા, અને યાદ પણ નથી કરી શકતા. ફકત પોપટની જેમ સહીહ ઉચ્ચાર વગર અર્થનો અનર્થ કરી પઢે છે. આ પ્રમાણે પઢવાથી નમ્રતા પેદા થતી નથી. માટે જરૂરી છે કે, થોડાક વાકયો યાદ કરી લે. તે વારંવાર સુકૂન સાથે ધીમે ધીમે પઢતા રહે. જેમકે....

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیْکَ یَا رَسُوْلَ اللّٰہِ
اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیْکَ یَانَبِیَّ اللّٰہِ
اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیْکَ یَاحَبِیْبَ
اللّٰہِ،اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیْکَ یَا خَیْرَ خَلْقِ اللّٰہِ
اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیْکَ یَا خَاتِمَ الْاَنْبِیَاءِ،
اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیْکَ یَا سَیِّدَالْاَنْبِیَاءِ
وَالْمُرْسَلِیْنَ وَرَحْمَۃُ اللّٰہِ وَبَرَکَاتُہٗ.

**અસ્સલાતુ વસ્સલામુ અલય્ક યા રસૂલુલ્લાહ**
**અસ્સલાતુ વસ્સલામુ અલય્ક યા નબિય્યલ્લાહ**
**અસ્સલાતુ વસ્સલામુ અલય્ક યા હબીબલ્લાહ**
**અસ્સલાતુ વસ્સલામુ અલય્ક યા ખયર ખલ્કિલ્લાહ**
**અસ્સલાતુ વસ્સલામુ અલય્ક યા ખાતિમલ અંબિયા**
**અસ્સલાતુ વસ્સલામુ અલય્ક યા સય્યિદલ્અંબિયાઈ વલ મુર્સલીન વરહમતુલ્લાહિ વબરકાતુહ.**

**અર્થ :**

[૧] અય અલ્લાહ પાકના રસૂલ ! અલ્લાહ પાકના તરફથી આપ ઉપર દુરૂદો સલામ નાઝિલ હો.

[૨] અય અલ્લાહ પાકના નબી ! અલ્લાહ પાકના તરફથી આપ ઉપર દુરૂદો સલામ નાઝિલ હો.

[૩] અય અલ્લાહ પાકના હબીબ ! અલ્લાહ પાકના તરફથી આપ ઉપર દુરૂદો સલામ નાઝિલ હો.

[૪] અલ્લાહ પાકની મખ્લૂકમાં સૌથી બેહતર ! અલ્લાહ

પાકના તરફથી આપ ઉપર દુરૂદો સલામ નાઝિલ હો.

[૫] અય નબીઓની નુબૂવ્વત ખતમ ફરમાવનાર ! અલ્લાહ પાકના તરફથી આપ ઉપર દુરૂદો સલામ નાઝિલ હો.

[૬] અય સઘળા નબીઓ અને રસૂલોના સરદાર ! અલ્લાહ પાકના તરફથી આપ ઉપર દુરૂદો સલામ અને રહમત તથા બરકત નાઝિલ હો.

જો લાંબી સલાતો–સલામ યાદ ન હોય તો ફકત 'અસ્સલાતુ વસ્સલામુ અલય્ક યા રસૂલલ્લાહ' પઢતો રહે. બીજા તરફથી સલામ કહે તો 'અસ્સલાતુ વસ્સલામુ અલય્ક યા મિન...., મિન પછી જેણે સલામ કહેવા માટે કહયું હોય તેનું નામ લે અને જો અરબી ન બોલી શકે તો પોતાની ભાષામાં કહે કે યા રસૂલલ્લાહ (સલ.) ! ફલાણા તરફથી આપની ખિદમતમાં સલાતો સલામ પેશ કરૂં છું.

**નોંધ** : અત્રે યાદ રહે કે રવઝએ અકદસની જાળીઓમાં મસ્જિદ તરફથી બહાર નીકળતા પ્રથમ જે જાળી છે તે ખાલી જગ્યા છે, ત્યાં કંઈ જ નથી. અમુક ભાઈઓ ત્યાં ઉભા રહી સલાતો સલામ પઢે છે. એ જ પ્રમાણે વચલી મોટી જાળી છોડી છેલ્લી જાળીએ પણ ખાલી જગ્યા છે. વચલી જાળીમાં ત્રણ ગોળ કુંડાળા છે, જેમાં પહેલુ કુંડાળુ મોટુ છે. જે આપ (સલ.)ના મુબારક ચહેરા શરીફની સામુ છે. ત્યારબાદ વચમાં નાની જાળી છે. તે છોડીને બીજા બે કુંડાળા સાથે–સાથે છે. જેમાં પહેલા કુંડાળા સામે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)ની કબર મુબારક છે અને બીજા કુંડાળા સામે હઝરત ઉમર (રદી.)ની કબર શરીફ છે. હવે ત્યાં નામોના બોર્ડ લાગી ગયા

છે. તે તખ્તી વાંચી તે પ્રમાણે ઉભા રહે.

પ્રથમ મોટા કુંડાળા સામે સલાતો–સલામ પઢયા બાદ આપ (સલ.)થી શફાઅત ચાહે અને આ પ્રમાણે કહે :

يَا رَسُوْلَ اللّٰهِ اَسْئَلُکَ الشَّفَاعَةَ وَاَتَوَسَّلُ بِکَ اِلَى اللّٰهِ فِىْ اَنْ اَمُوْتَ مُسْلِمًا عَلٰى مِلَّتِکَ وَسُنَّتِکَ، فَاِنَّ الْخَطَايَا قَدْقَصَمَتْ ظُهُوْرَنَا اَشْهَدُاَنَّکَ بَلَّغْتَ الرِّسَالَةَ، فَجَزَاكَ اللّٰهُ خَيْرًا، جَزَاكَ اللّٰهُ عَنَّا اَفْضَلَ مَاجَازٰى نَبِيًّاعَنْ اُمَّتِهٖ ۔ اَللّٰهُمَّ اَعْطِ سَيِّدَنَا عَبْدَكَ وَرَسُوْلَکَ مُحَمَّدِنِالْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَالدَّرَجَةَ الرَّفِيْعَةَ وَابْعَثْهُ مَقَامًامَّحْمُوْدَنِ الَّذِىْ وَعَدْتَّهٗ اِنَّکَ لَا تُخْلِفُ الْمِيْعَادَ، وَاَنْزِلْهُ الْمَنْزِلَ الْمُقَرَّبَ عِنْدَكَ اِنَّکَ سُبْحَانَکَ ذُوْالْفَضْلِ الْعَظِيْمِ ۔

**યા રસૂલલ્લાહ હું આપની શફાઅતનો ચાહક છું અને અલ્લાહ તઆલાથી વસીલો ચાહું છું કે અલ્લાહ પાક મને ઈસ્લામ અને આપના રસ્તા તથા તરીકા ઉપર મોત આપે, કારણકે ગુનાહોના ભારે (બોજે) મારી કમર તોડી નાંખી છે. આપ મારા માટે ઈસ્તિગફાર ચાહો. હું ગવાહી (સાક્ષી) આપુ છું કે, આપે અલ્લાહ પાકનો સંદેશો પહોંચાડી આપ્યો. અલ્લાહ પાક આપને તેનાથી બેહતર બદલો આપે. જે કોઈ નબીને તેમની ઉમ્મત તરફથી મળ્યો હોય.**

**અય અલ્લાહ પાક ક્ષ આપ હમારા સરદાર અને**

**પ્યારા રસૂલ (સલ.) હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમને વસીલહ, ફઝીલત અને હ્રચા દરા સાથે મકામે મહમૂદ ઉપર પહોંચાડો, જેનો આપે વાયદો કર્યો છે. બેશક, આપની શાન વઅદા ખિલાફીની નથી, અને પોતાની પાસે નઝદીકીવાળો દરો અર્પણ કરો. બેશક, આપની ઝાત તમામ એબોથી પાક અને ઘણી એહસાન કરવાવાવાળી છે.** આ શબ્દોમાં જેટલો વધારો કરવા ચાહે કરી શકે છે. પરંતુ કોઈ બેઅદબીવાળા શબ્દો ન નીકળે તેનો ખ્યાલ રાખે.

એટલા જ માટે બુઝુર્ગો સલાતો–સલામના શબ્દો જેટલા ઓછા પ્રમાણમાં હોય, પરંતુ સુકૂનથી પઢવામાં આવે તેને વધુ પસંદ કરે છે. પઢવામાં ઘણી જ વિનમ્રતાનો ખ્યાલ રાખે.

જે લોકોએ સલામ પહોંચાડવાનું કહયું છે તેમના નામો યાદ ન રહે તો ટૂંકમાં ફકત એમ કહે કે જેટલા મુસલમાન ભાઈ–બહેનોએ મને સલામ પહોંચાડવાનું કહયુ છે તેમના તરફથી આપ (સલ.)ને સલામ પેશ કરૂં છું.

**હઝરત અબૂબક્ર (રદી.)** : ત્યાર બાદ વચલી નાની સરખી જાળી છોડી જે બે નાના કુંડાળા છે તેમાંથી પહેલા કુંડાળા સામે ઉભા રહી હઝરત અબૂબક્ર સિદ્દીક રદી.ને સલામ પેશ કરે.

اَلسَّلَامُ عَلَيْكَ يَاخَلِيْفَةَرَسُوْلِ اللّٰهِ وَثَانِيَهٗ فِىْ الْغَارِ، وَرَفِيْقَهٗ فِىْ الْاَسْفَارِ ، وَاَمِيْنَهٗ عَلَى الْاَسْرَارِ اَبَابَكْرِنِ الصِّدِّيْقِ، جَزَاكَ اللّٰهُ عَنْ اُمَّةٍ مُحَمَّدٍ خَيْرًا۔

**અય અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ના ખલીફા,**

**ગુફાના સાથી, સફરોના સહવાસી, ભેદોના અમાનતદાર, અબૂબક્ર સિદ્દીક રદી. અલ્લાહ તબારક વ તઆલા આપને પુરી ઉમ્મત તરફથી બેહતરીન બદલો આપે.**

**હઝરત ઉમરે ફારૂક (રદી.) :** ત્યાર પછી એક હાથ જેટલું હટીને બીજા નાના કુંડાળા સામે ઉભા રહીને હઝરત ઉમર રદી.ને સલામ પેશ કરે.

اَلسَّلَامُ عَلَیْکَ یَااَمِیْرَالْمُؤمِنِیْنَ عُمَرَالْفَارُوْقَ الَّذِیْ اَعَزَّ اللّٰهُ بِهِ الْاِسْلَامَ،اِمَامَ الْمُسْلِمِیْنَ مَرْضِیًّا حَیًّا وَمَیِّتًا جَزَاكَ اللّٰهُ عَنْ اُمَّةِ مُحَمَّدٍ خَیْرًا۔

**અય અમીરૂલ મુઅમિનીન ઉમરે ફારૂક રદી. આપના કારણે અલ્લાહ પાકે ઈસ્લામને ઈઝઝત અર્પણ કરી, આપ પર સલામ. અલ્લાહ પાકે આપને મુસલમાનોના ચાહક ઈમામ બનાવ્યા અને જુવન તથા મૃત્યુ બાદ પણ ચાહયા. અલ્લાહ તઆલા આપને ઉમ્મત તરફથી બેહતરીન બદલો આપે.**

ત્યારબાદ બંનેવ કુંડાળાના વચમાં રહી બંનેવ સહાબાને સંબોધીને કહે :

اَلسَّلَامُ عَلَیْکُمَا یَا ضَجِیْعَیْ رَسُوْلِ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ وَرَفِیْقَیْهِ وَوَزِیْرَیْهِ جَزَاکُمَا اللّٰهُ اَحْسَنَ الْجَزَاءِ جِئْنَاکُمَا نَتَوَسَّلُ بِکُمَا اِلٰی رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّم لِیَشْفَعَ لَنَا وَیَدْعُوْلَنَارَبَّنَا اَنْ یُّحْیِنَا عَلٰی مِلَّتِهٖ وَسُنَّتِهٖ وَیَحْشُرَنَافِیْ زُمْرَتِهٖ وَجَمِیْعَ الْمُسْلِمِیْنَ۔

**અય અલ્લાહ પાકના રસૂલ (સલ.)ના સાથે આરામ ફરમાવનાર સાથીઓ, વઝીરો, રફીકો, અલ્લાહ પાક આપ બંનેવને બેહતરીન બદલો આપે. અમો આપ સમક્ષ એટલા માટે આવ્યા છે કે, તમોને આપ (સલ.) સુધી પોતાનો વસીલો (વાસ્તો) બનાવીએ. જેથી રસૂલુલ્લાહ (સલ.) અમારી શફાઅત કરે અને અમારા પરવરદિગારથી દુઆ કરે. તે અમોને આપ (સલ.)ના રસ્તા અને સુન્નતો પર ચુવંત રાખે અને આપની સાથે તમામ મુસલમાનોને હશ્રના મેદાનમાં ઉઠાવે.** ત્યારપછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સામે આવી ફરી સલાતો સલામ પેશ કરી કિબ્લા તરફ મોઢુ કરી અલ્લાહ તઆલાથી દુઆ કરે. પોતાના માટે, માં–બાપ માટે અને બધા મુસલમાનો માટે દુન્યા અને આખિરતની ભલાઈની દુઆ માંગે.

જ્યાં સુધી મદીનહ મુનવ્વરહમાં રોકાય, વધુ પ્રમાણમાં રોઝએ અકદસની સામે હાજર થઈ સલામ પેશ કરે. ખાસ કરીને પાંચેવ નમાઝો બાદ જરૂરથી સલામ પઢીને પસાર થાય.

હદીષ શરીફમાં છે કે, જે માણસ રોઝએ અકદસ પાસે ઉભો રહી આ આયત તિલાવત કરે :

اِنَّ اللّٰهَ وَمَلٰٓئِكَتَهٗ يُصَلُّوْنَ عَلَى النَّبِيِّ
يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا صَلُّوْا عَلَيْهِ وَسَلِّمُوْا تَسْلِيْمًا.

**ઈન્નલ્લાહ વમલાઈકતહુ યુસલ્લુન અલન્નબિય્યિ યા અય્યુહલ્લઝીન આમનુ સલ્લૂ અલયહિ વસલ્લિમૂ તસ્લીમા**

ત્યારબાદ સિત્તેર વખત આ દુરૂદ શરીફ પઢે :

صَلَّى اللّٰهُ عَلَيْكَ وَسَلَّمَ يَا مُحَمَّدُ.

**સલ્લલ્લાહુ અલય્ક વસલ્લમ યા મુહમ્મદ**

તો ફરિશ્તા તેને પુકારશે : **સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વઅલય્ક યા ફુલાના** અને તેની હાજતો અલ્લાહ તઆલા પુરી ફરમાવશે.

બેહતર છે કે, યા મુહમ્મદની જગ્યાએ તઅઝીમને ખાતર યા રસૂલલ્લાહ કહે. જ્યારે પણ રોઝએ અતહર પાસેથી (ચાહે બહારથી) પસાર થાય, ઉભા રહી ટૂંકમાં સલાતો સલામ પઢી લે.

રોકાણ દરમિયાન જો કોઈ વખતે ખાસ મઝારે મુબારક પર હાજરીનો મોકો ન મળે તો મસ્જિદમાં કોઈપણ જગ્યાએ ઉભા રહી સલાતો સલામ પેશ કરી શકે છે. પરંતુ મઝારે મુબારકની સામે હાજર થઈ પઢવાનો સવાબ અને ફઝીલતને પહોંચી શકતું નથી. ઔરતોએ પણ રોઝએ અકદસ ઉપર હાજર થઈ સલામ પેશ કરવી જોઈએ. એમના માટે સાઉદી સરકારે સમય નક્કી કર્યો છે. તે માલૂમ કરી તે સમયે પહોંચવાની કોશિષ કરે. અને બુલંદ આવાઝથી સલાતો સલામ ન પઢે. કારણકે ઔરતોનો અવાઝ પણ સતરમાં શામિલ છે અને રોઝએ અકદસનો ખ્યાલ રાખવો પણ જરૂરી છે.

**નોંધ** : અમુક બુઝુર્ગોનો અનુભવ છે કે, રોઝએ અકદસ સામે ઉભા રહી બીજી દુઆઓ સાથે અલ્લાહ પાકથી દીનની ખિદમત માટે પોતાની ઝાતને કબૂલ કરવા આપ (સલ.)થી દરખાસ્ત તથા વાયદો કરો, તેની બરકતો ખૂબ જાહેર થશે.

મદીના મુનવ્વરહના રોકાણ દરમિયાન ચાલતા, ઉઠતા,

બેસતા, વધુમાં વધુ દુરૂદ શરીફનો વિર્દ રાખે. હદીષ શરીફમાં દુરૂદ શરીફની ઘણી ફઝીલતો દર્શાવવામાં આવી છે. સાથે સાથે એ વાતનો ખ્યાલ રાખે કે પોતાની બધી જ નમાઝો જમાઅત સાથે મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમમાં જ પઢે. કારણકે આ મસ્જિદમાં એક નમાઝનો સવાબ એક હજાર નમાઝો બરાબર છે. *[મુસ્લિમ શરીફ]*

ઈબ્ને માજહ શરીફની રિવાયતમાં પચાસ હજાર નમાઝોના સવાબ બરાબર સવાબ ફરમાવ્યો છે. *[ઈબ્ને માજહ]*

## મસ્જિદે નબવી (સલ.)માં ૪૦ નમાઝો

મદીના મુનવ્વરહમાં રહેવા દરમિયાન સૌથી વધારે ફઝીલતવાળો અમલ આ છે કે આપ (સલ.) પર હર વખત દુરૂદ શરીફ પઢતો રહે. અને બધી નમાઝો મસ્જિદે નબવીના અંદર પઢવાની કોશિષ કરે. ઈબ્ને માજહની રિવાયત પ્રમાણે મસ્જિદે નબવીમાં એક નમાઝ અદા કરવાનો સવાબ પચાસ હજાર નમાઝોનો છે.

હઝરત અનસ રદી.થી રિવાયત છે કે, આપ સ.અ.વ.એ ફરમાવ્યું કે, જે માણસ મારી મસ્જિદમાં લગાતાર ૪૦ નમાઝો પઢશે, એવી રીતે કે એક પણ નમાઝ ન છૂટે તો તેના માટે [૧] જહન્નમથી છૂટકારો, [૨] અલ્લાહના અઝાબથી છૂટકારો અને [૩] નિફાકથી (જાહેરમાં મુસલમાન અને અંદરખાને કાફિર) મુકત હોવાનું લખી દેવામાં આવે છે.

*[મુસ્નદે અહમદ : હદીષ નં. ૨૪૦૫૩]*



# મસ્જિદે નબવી (સલ.)માં બરકતવાળી જગ્યાઓ

**હુજરએ અકદસ :** (આપ સલ.ની આરામની જગ્યા) હુજરએ અકદસ જેમાં આપ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ પોતાના બે જાંનિસાર સહાબી હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.) અને હઝરત ઉમર (રદી.)ની સાથે આરામ ફરમાવી રહયા છે.

મસ્જિદે નબવીની કિબ્લા તરફથી ડાબી બાજુએ રવઝહ (જન્નતની કયારી)ની બિલ્કુલ બાજુમાં ડાબી તરફ આ હુજરહ શરીફ આવેલો છે. તેની ઉત્તર દિશામાં એક બીજો રૂમ છે. તે હઝરત ફાતિમહ રદી.નો ઓરડો કહેવાય છે. હુજરહ શરીફની લંબાઈ સાડા ત્રેપન ફૂટ અને પચાસ ફૂટ પહોળાઈ છે. એના ઉપર ચાર નાના ગુંબદ અને એક મોટો લીલા રંગનો ગુંબદ છે. જેને ગુંબદે ખઝરહ (લીલો) કહેવામાં આવે છે. જે દૂરથી જ પોતાની આગવી અનોખી શાન ધરાવે છે.

હુજરહ શરીફની સૌથી પહેલી તામીર (બાંધકામ) હઝરત ઉમર ઈબ્ને અ.અઝીઝ રહ.એ કરી હતી. ત્યારે એની બનાવટ એ પ્રકારની રાખી કે (હઝરત ફાતિમહ રદી.ના હુજરહને શામિલ કરી) કઅબહ શરીફની જેમ આકાર ન થઈ જાય કે ભવિષ્યમાં ઉમ્મત એનો પણ તવાફ શરૂ કરી આપે. અને જેનાથી અલ્લાહ પાકના પ્યારા રસૂલ (સલ.)ને તકલીફ થાય.

ત્યાર પછી યહુદીઓ તરફથી સુરંગ ખોદી કબરે અતહરની નજીક પહોંચવાની નાપાક કોશિષ કરવામાં આવી અને સુલ્તાન નુરૂદ્દીન જંગી રહ.ને ખ્વાબમાં બતાવવામાં આવ્યુ

અને આપે આવીને નાપાક ષડયંત્રને પકડી પાડી ગુનેહગારોને ખતમ કરી ચારેવ તરફ ઉંડાણ સુધી સીસુ પિગળાવીને દીવાળો બનાવી આપી.

હુજરહ શરીફના ચાર દરવાજા છે. પશ્ચિમમાં [૧] બાબુલ્વુફૂદ, દક્ષિણમાં [૨] બાબુત્તૌબા (કિબ્લારૂખ પર છે), ઉત્તરમાં [૩] બાબે ફાતિમહ રદી. અને દક્ષિણમાં [૪] બાબુત્તહજ્જુદ (મસ્જિદના રૂખ પર છે).

## ❋ મેહરાબે રસૂલુલ્લાહ (સલ.) ❋

જન્નતની કયારીમાં જ એક મેહરાબ બનેલી છે. જેના ઉપર (مُصَلَّى النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمُ) લખેલું છે. આ તે જગ્યા છે, જયાં આપ (સલ.) નમાઝોની ઈમામત ફરમાવતા હતા.

તુર્ક બાદશાહોએ એના બાંધકામમાં ઘણો જ અદબ રાખી એ પ્રમાણે મેહરાબ બનાવ્યો કે, જયાં આપ (સલ.)ની પેશાની મુબારક રહેતી હતી, તે જગ્યા મેહરાબમાં આવી ગઈ છે. અને જયાં લોકો નમાઝ પઢે છે તે જગ્યા આપ (સલ.)ના કદમ મુબારકની છે. અહિંયા બીજા લોકોને તકલીફ ન થાય તે પ્રમાણે બે રકાઅત પઢવાની કોશિષ કરે. ધક્કા–મુક્કી ન કરે અને અદબનો ખ્યાલ રાખે.

**સાત થાંભલાઓ :** (રિયાઝુલ્જન્નહ) જન્નતની કયારીમાં સાત થાંભલાઓ છે. જેને મારબલ અને સોનેરી કોતરકામથી આગવી વિશિષ્ટતા પ્રાપ્ત છે.

**૧. સુતૂને હન્નાનહ :** આ થાંભલો આપ (સલ.)ના મેહરાબના પાસે છે. આપ (સલ.) આ થાંભલા પાસે ઉભા રહી ખુત્બો બયાન ફરમાવતા હતા. અહીં તે ખજૂરનું થડ દફન કરવામાં

આવ્યુ છે, જે લાકડાના મિમ્બર બની જવા બાદ નાના છોકરાની જેમ આપ (સલ.)ની જુદાઈના કારણે રડતુ હતું.

**૨. સુતૂને આઈશા** : એક વખત આપ (સલ.)એ ફરમાવ્યુ કે, મારી મસ્જિદમાં એક એવી જગ્યા છે કે, જો લોકોને ત્યાં નમાઝ પઢવાની ફઝીલતની જાણ થઈ જાય તો ચીટ્ઠી નાંખી ત્યાં જવાની કોશિષ કરે. *[તબરાની]* હઝરત આઈશા રદી.એ તે જગ્યાની નિશાની લોકોને બતાવી, જેથી તે જગ્યાએ થાંભલો બનાવવામાં આવ્યો અને તેનું નામ સુતૂને આઈશહ રદી. રાખ્યું.

**૩. સુતૂને અબૂ લુબાબહ (રદી.)** : એક સહાબી હઝરત અબૂ લુબાબહ (રદી.)એ પોતાની એક ભૂલને કારણે પોતાને આ થાંભલા સાથે બાંધ્યા હતા. અલ્લાહ તબારક વ તઆલાએ એમની તૌબા કબૂલ ફરમાવી. એટલા માટે આ થાંભલાને સુતૂને તવબહ પણ કહે છે.

**૪. સુતૂને વુફૂદ** : આ જગ્યાએ આપ (સલ.) બહારથી આવનાર મહેમાનો સાથે મુલાકાત ફરમાવતા હતા.

**૫. સુતૂને સરીર** : આ જગ્યાએ આપ (સલ.) એ'તેકાફ ફરમાવતા હતા અને રાત્રે આપના માટે અહીંયા બિસ્તર બિછાવવામાં આવતો હતો.

**૬. સુતૂને હર્સ** : આ જગ્યાએ હઝરત અલી રદી. અને બીજા સહાબાએ કિરામ આપ (સલ.)નો પહેરો આપી હિફાઝત માટે ઉભા રહેતા હતા.

**૭. સુતૂને તહજ્જુદ** : રસૂલુલ્લાહ (સલ.) આ જગ્યાએ તહજ્જુદની નમાઝ પઢતા હતા. (હાલમાં આ સુતૂન કુર્આન શરીફની અલ્માારીને લીધે દેખાતો નથી.)

**સુફ્ફહ (ચબૂતરા)** : મસ્જિદે નબવીની ઉત્તર દિશાએ મસ્જિદથી લાગેલો એક ચબૂતરો છે. આ જગ્યા હવે બાબે જિબ્રઈલથી અંદર પ્રવેશતાં હુજરહ શરીફની ઉત્તરમાં મેહરાબે તહજ્જુદની બિલ્કુલ સામે બે ફૂટ ઉંચા પિત્તળના કઠેળાથી સમાવાયેલી છે. એની લંબાઈ–પહોળાઈ ૪૦×૪૦ ફૂટ છે. આ તે જગ્યા છે, જ્યાં ઈસ્લામી શિક્ષણનો પ્રથમ મદ્રસો હતો. અલ્લાહ પાકના પ્યારા રસૂલુલ્લાહ (સલ.) તેના ઉસ્તાદ હતા અને શાગિર્દો હઝરાતે સહાબા રદી. હતા. એવા ગરીબ અને લાચાર સહાબા પણ હતા, જેમનું ઘર આ સુફ્ફહ હતું.

હઝરત અબૂ હુરૈરહ રદી. ફરમાવે છે કે, મેં સિત્તેર સહાબા રદી. (ચબૂતરાવાસી) જોયા, એમની પાસે ચાદર સુધ્ધાં ન હતી. ફકત એક લુંગી અથવા કંબલ હતી. ચાદરને ગળામાં એવી રીતે બાંધતા હતા કે તે પીંડલી સુધી અને અમુકને પગ સુધી આવતી હતી. જેને હાથથી પકડી રાખતા હતા કે સતર ખુલી ન જાય. *[બુખારી શરીફ]* આ પ્રમાણે દુઃખ વેઠી જગતમાં હિદાયત અને ઈલ્મની રોશની ફેલાવી.

બહાર અબ જો દુનિયામે આઇ હુઇ હે
સબ પોડ ઉન્હીકી લગાઇ હુઇ હૈ

## મદીના મુનવ્વરહની બરકતવંતી મસ્જિદો

**મસ્જિદે કુબા** : મદીના મુનવ્વરહથી દક્ષિણ–પશ્ચિમ તરફ દોઢ માઈલના અંતરે કુબા આબાદ છે. અહીંયા તે મસ્જિદ છે, જેનો કુર્આન શરીફમાં ઉલ્લેખ છે. *[સૂરએ તૌબા : આયત–૧૦૭/૧૦૮]*

હિજરતના સફરનો છેલ્લો પડાવ અહીંયા ચાર દિવસનો હતો. (સોમ થી શુક્રવાર સુધી) ત્યારે આ તકવા અને પાકી–

વાળી જગ્યા પર મસ્જિદ બંધાઈ. ઈસ્લામી તારીખની પહેલી મસ્જિદ હોવાનું સદ્‌ભાગ્ય આ મસ્જિદને પ્રાપ્ત છે.

મસ્જિદે કુબામાં બે રકાઅત નફલ પઢવાનો સવાબ એક ઉમરહ બરાબર છે. આ હદીષ શરીફ મસ્જિદે કુબાના મેહરાબ ઉપર પણ લખેલી છે. શનિવાર અથવા બીજા કોઈપણ દિવસે કુબામાં જવું અને આ મસ્જિદમાં બે રકાઅત પઢવી મુસ્તહબ છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ શનિવારના આ મસ્જિદમાં તશરીફ લઈ જતા હતા.

**મસ્જિદે કિબલતૈન :** મદીના મુનવ્વરહથી દોઢ માઈલના અંતરે મસ્જિદે ફતહથી પશ્ચિમમાં છે. આપ (સલ.) કબીલએ બનૂ સલ્માામાં તશરીફ લઈ ગયા હતા. ઝોહરની નમાઝનો સમય થતાં આપે નમાઝ શરૂ કરી. બે રકાઅત પઢાવી ચૂકયા હતા કે ત્રીજી રકાઅતમાં કિબ્લો બદલવાની આયત ઉતરી. પછી બે રકાઅત બયતુલ્મુકદસ તરફ મોઢુ કરી પઢાવી. અને આયત ઉતરતાં કઅબા શરીફ તરફ નમાઝમાં જ મોઢુ ફેરવ્યું. ત્યારથી જ આ મસ્જિદ બે કિબ્લાવાળી કહેવામાં આવે છે.

**મસ્જિદે જુમ્આ :** કુબાથી શુક્રવારના રવાના થતી વખતે આપ (સલ.) કબીલએ બનૂ સાલિમમાં પહોંચ્યા અને જુમ્આનો સમય થઈ ગયો તો આપે આ જગ્યાએ જુમ્આની નમાઝ પઢાવી. આ મદીનહ મુનવ્વરહની પહેલી જુમ્આ હતી. કુબાની મસ્જિદથી પાછા ફરતા એક માઈલ પછી ડાબી તરફ એક સડક જાય છે. તે સડક પર જમણા હાથે આ મસ્જિદ છે.

**મસ્જિદે ગમામહ :** મદીના શરીફમાં જ આ મસ્જિદ છે. આપ (સલ.) આ જગ્યાએ ઈદની નમાઝ પઢતા હતા. વરસાદ માંગવા માટે પણ નમાઝ પઢાવી હતી. તે સમયે વાદળો આવ્યા

અને ખૂબ વરસાદ પડયો. એટલા માટે મસ્જિદે ગમામહ (વાદળો) નામ પડયું. મસ્જિદની સામે ગુનેહગારોને ઈસ્લામી સજા આપવામાં આવે છે.

**મસ્જિદે ફતહ** : સિલઅ પહાડીના નીચે ખંડકની લડાઈ થઈ હતી. તે જગ્યાએ છ–સાત મસ્જિદો પાછળથી બનાવવામાં આવી. તેમાં બધી મસ્જિદોથી ઉંચાઈ પર મસ્જિદે ફતહ છે. રિવાયત પ્રમાણે આપ (અલયહિસ્સલામ) લડાઈ દરમિયાન ત્રણ દિવસ આ જગ્યાએ દુઆ ફરમાવી હતી. અને પછી દુઆ કબૂલ થવાની ખુશખબરી મળી. મસ્જિદે ફતહના કિબ્લારૂખ બીજી ચાર મસ્જિદો છે. જે મસ્જિદે સલ્માન ફારસી રદી; મસ્જિદે અબૂબક્ર, મસ્જિદે ઉમર રદી. અને મસ્જિદે અલીના નામથી મશ્હૂર છે. ખંદકની લડાઈના સમયે આ જગ્યાઓએ આ સહાબાએ કિરામનો પડાવ હતો. અને આપ (સલ.) અહિંયા તશ્રીફ લાવી નમાઝ પણ પઢી. જેની યાદગાર રૂપે કદાચ બધાથી પહેલા હઝરત ઉમર ઈબ્ને અબ્દુલઅઝીઝ રહ. આ જગ્યાઓને મસ્જિદોની શકલમાં ફેરવી આપી. આ જગ્યા મસાજિદે ખમ્સા (પાંચ)ના નામથી મશ્હુર છે. હઝરત જાબિર રદી. ફરમાવે છે કે, મારે જ્યારે કોઈ જરૂરી અને અહમ કામ હોતુ તો હું તરત મસ્જિદે ફતહમાં આવતો. અને દુઆ કરતો હતો અને મને દુઆ કબૂલ થવાની ખુશખબરી મળી જતી હતી.

**મસ્જિદે ઈાબહ** : બકીઅ કબ્રસ્તાનથી ઉત્તર તરફ છે. આ જગ્યાએ બનૂ મુઆવિયહ બિન માલિક ઈબ્ને ઔફ રહેતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એક દિવસ આ જગ્યાએ તશરીફ લાવ્યા અને નમાઝ પઢીને ઘણીવાર સુધી દુઆ કરતા રહયા. ત્યારબાદ ફરમાવ્યુ કે, મેં મારા રબથી ત્રણ

દરખ્વાસ્તો કરી : (૧) મારી ઉમ્મતને દુષ્કાળના અઝાબથી બિલ્કુલ તબાહ ન ફરમાવે. (૨) મારી ઉમ્મતને સર્વત્ર ડુબવાના અઝાબથી હલાક ન ફરમાવે. (૩) આપસમાં લડાઈ–ઝઘડા, કુસંપ તથા ફાટફુટ મારી ઉમ્મતમાં ન થાય.

આમાંથી બે દુઆઓ કબૂલ થઈ અને ત્રીજી દુઆ કબૂલ નહીં થઈ. આ મસ્જિદમાં જ્યાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ નમાઝ પઢી હતી તે મસ્જિદના મેહરાબથી જમણી તરફ બે હાથ હટીને છે.

ઉપરોકત (મસ્જિદે કુબાથી લઈ મસ્જિદે ફતહ) બધી મસ્જિદો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના બરકતવંતી કદમોથી પાવન થઈ હતી. માટે મોકો મળે તો બે રકાઅત અહીં નફલ પઢવી મુસ્તહબ છે.

**જન્નતુલ બકીઅ** : મસ્જિદે નબવીથી પૂર્વમાં ગુંબદે ખદરાની સામે મશ્હૂર કબ્રસ્તાન બકીઅ છે. જેમાં હજારો સહાબા રદી; મુસલમાનોની પવિત્ર માતાઓ (હઝરત ખદીજા રદી. અને હઝરત મયમુનહ રદી. સિવાય) આપ (સલ.)ની પુનિત પત્નીઓ, ફોઈઓ, મા દાઈ હલીમા, સાહબઝાદીઓ, સાહબઝાદા, હઝરત ઈબ્રાહીમ રદી; હઝરત હસન રદી; હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદી; હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ રદી; હઝરત અબૂ સઈદ ખુદરી રદી; હઝરત અબ્બાસ, હઝરત ઉસ્માન રદી. તથા સેંકડો અવલિયાએ કિરામ આરામ ફરમાવી રહયા છે.

બકીઅની ઝિયારત મુસ્તહબ છે. હુઝૂર અલયહિસ્સલામ કબ્રસ્તાનમાં તશ્રીફ લઈ જતી વખતે આ દુઆ પઢતા હતા :

السَّلَامُ عَلَيْكُم دَارَ قَوْمٍ مُؤْمِنِيْنَ اَنْتُمُ السَّابِقُوْنَ وَاِنَّا اِنْشَاءَ اللّٰهُ بِكُمْ لَاحِقُوْنَ، سَلَامٌ عَلَيْكُمْ بِمَا صَبَرْتُمْ فَنِعْمَ عُقْبَى الدَّارِ، اَللّٰهُمَّ لَاتَحْرِمْنَا اَجْرَهُمْ وَلَا تَفْتِنَّابَعْدَهُمْ وَاغْفِرْلَنَا وَلَهُمْ، اَللّٰهُمَّ اغْفِرْلِاَهْلِ الْبَقِيْعِ وَارْحَمْ.

**અસ્સલામુ અલયકુમ દાર કવમિમ મુઅમિનીન, અનતુમ અસ્સાબિકૂન, વઈન્ના ઈન્શાઅલ્લાહુ બિકુમ લાહિકૂન. સલામુન અલયકુમ બિમા સબરતુમ ફનિઅમ ઉકબક્કાર, અલ્લાહુમ્મ લાતહરિમના અજરહુમ વલા તફતિન્ના બઅદ-હુમ વગ્ફિરલના વલહુમ, અલ્લાહુમ્મગ્ફિરલિ અહલિલ્બકીઅ વરહમ.**

દુઆનો અર્થ : અય ઈમાનવાળાની વસ્તીમાં વસવાટ કરનારાઓ ! તમો જ પ્રથમ છો. અને અમો અલ્લાહ પાકે ચાહયું તો તમારાથી મળવાવાળા છે. તમારી મુસીબતો ઉપર સબ્ર કરવાને લઈ તમારી ઉપર સલામ છે. બસ, કેટલુ સારૂ આખિરતનું ઘર છે. અય અલ્લાહ પાક ! આપ અમોને તેમના અજર (બદલા)થી મહરૂમ ન ફરમાવશો. અને તેમના પછી અમોને ફીત્ના અને પરીક્ષામાં ન આજમાવશો. અય અલ્લાહ પાક ! અમારી અને બકીઅવાળાની બક્ષીશ ફરમાવશો. અને બકીઅવાળાની બક્ષીશ અને તેમના ઉપર રહમ ફરમાવશો.

હાજીઓએ મદીના તૈયબહના રોકાણ દરમિયાન ત્યાં હાજરી આપી બકીઅવાળાઓ માટે તથા પોતાના માટે મગફિરતની દુઆ કરવી જોઈએ.

**શુહદાએ ઉહુદ :** મદીના મુનવ્વરહથી ઉત્તરમાં ત્રણ માઈલના અંતરે પૂર્વથી પશ્ચિમમાં ત્રણ માઈલના ક્ષેત્રફળમાં ફેલાયેલો પહાડ છે. દૂરથી જોઈએ તો ઘણા પહાડોની હારમાળા લાગે છે.

આ પહાડ માટે આપ અલયહિસ્સલામ મુહબ્બત અને પ્રેમના શબ્દો ફરમાવ્યા છે. આપ (સલ.)એ ફરમાવ્યુ કે, આ પહાડ આપણાથી મુહબ્બત કરે છે અને આપણે એનાથી મુહબ્બત કરીએ છીએ.

આ પહાડ સામે પહોંચતા પહેલાં એક નાની પહાડી (ટેકરી) આવે છે, જ્યાં ઉહુદની લડાઈ (સન હીજરી ૩માં) વખતે આપ (સલ.)એ પચાસ તીરંદાઝોને ઉભા રાખ્યા હતા. આ પહાડીને 'જબલુર રૂમ્માત' કહે છે. આ પહાડી અને ઉહુદ પહાડની વચમાં ખાલી મેદાનમાં ઉહુદની લડાઈ થઈ હતી અને ૭૦ સહાબાએ કિરામ આ લડાઈમાં શહીદ થયા હતા. તેમાં આપ અલયહિસ્સલામના કાકા હઝરત હમ્ઝા (રદી.) અને બીજા સહાબાએ કિરામના મઝારાત છે. આપ (સલ.) ત્યાં તશરીફ લઈ જતા હતા. અને શહીદોને સલામ તથા દુઆ પેશ ફરમાવતા હતા. ત્યાં જવુ મુસ્તહબ છે. સવારમાં વહેલુ જવુ જોઈએ, જેથી ઝોહરની નમાઝ મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમમાં શાંતિથી પઢી શકાય.

આ ખાસ જગ્યાઓ સિવાય બીજી ઘણી જગ્યાઓ છે. મદીના શરીફમાં કદમ–કદમ પર આપ (અલયહિસ્સલામ)ની બરકતવંતી નિશાનીઓ અને ત્યાં જવુ સાબિત છે. પરંતુ અફઝલ એ છે કે, દુરૂદ શરીફ ખૂબ પ્રમાણમાં પઢે અને મસ્જિદે નબવીમાં જલ્દી જઈ જન્નતની કયારીમાં નમાઝ, તિલાવત, ઝિક્ર, દુરૂદ શરીફ વગેરે પઢવામાં પોતાને મશ્ગુલ રાખે.

મદીના શરીફથી નીકળતી વખતે વિદાઈ સલામ પેશ કરે. પહેલાં મસ્જિદમાં જઈ બે રકાઅત નમાઝ પઢે, પછી સલાતો સલામ માટે હાજર થાય, પછી દુઆ માંગે. અય અલ્લાહ તઆલા ! મારા સફરને આસાન કરો. બંનેવ દુનિયાની કામ્યાબી નસીબ કરો. અને પોતાના પ્યારા હબીબ (સલ.)ના દરબારની ઝિયારતનો વારંવાર મોકો આપો.

---

## વહ સય્યિદે કોનૈન હે આકાએ ઉમમ હે

❑ હઝરત મૌલાના મુહમ્મદ શફીઅ સા. રહ.

ફિર પેશે નઝર ગુમ્બદે ખઝરા હે, હરમ હે,
ફિર નામે ખુદા રવઝએ જન્નતમેં કદમ હે.
ફિર શુક્રે ખુદા સામને મિહરાબે નબી ﷺ હે,
ફિર સર હે મેરા, ઔર તેરા નકશે કદમ હે.
મિહરાબે નબી ﷺ હે કે, કોઇ તુરે તજલ્લી,
દિલ શોકસે લબરેઝ હે, ઔર આંખ ભી નમ હે.
ફિર મિન્નતે દરબાનકા એઅ્ઝાઝ મિલા હે,
અબ ડર હે કિસીકા, ન કિસી ચીઝકા ગમ હે.
ફિર બારગાહે સય્યિદે કોનૈનમેં પોંહચા,
યે ઉનકા કરમ, ઉનકા કરમ, ઉનકા કરમ હે.
યે ઝર્રએ નાચીઝ હે ખુરશીદ બદામાં,
દેખ ઉનકે ગુલામોંકા ભી કયા જાહો હશ્મ હે.
હર મુએ બદનભી, જો ઝુબાં બનકે કરે શુક્ર,
કમ હે બખુદા, ઉનકી ઇનાયાતસે કમ હે.
રગ રગમેં મુહબ્બત હો રસૂલે અરબીકી,
જન્નતકે ખઝાઇનકી યહી બૈએ સલમ હે.
વહ રહમતે આલમ હે, શાહે અસ્વદો અહમર,
વહ સય્યિદે કોનૈન હે, આકાએ ઉમમ્ હે.
વહ આલમે તૌહિદકા મઝહર હે કે જીસમેં,
મશ્રિક હે,ન મગરિબ હે,અરબ હે,નઅજમ હે.
દિલ નઅતે રસૂલે અરબી ﷺ કેહનેકો હે બેચેન,
આલમ હે તહય્યુરકા ઝબાં હે, ન કલમ હે.